


કોટવાળીયા સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

આદિવાસી અકાદમી તેજગઢમાં પોષ્ટગ્રેજ્યુએટ ડિપ્લોમાં માનવ અધિકાર, સામાજિક સુરક્ષા અને વિકાસના બે વર્ષના અભ્યાસમાં મોટીસાંકળ ગામનો આર્થિક અહેવાલ પહેલીવાર ૨૦૦૪માં લેખિત સ્વરૂપમાં મુકવાની તક મળી હતી. ત્યાર બાદ પૂર્વપ્રકાશ પબ્લિકેશન કેન્દ્રમાં ટાઈપિસ્ટનું કામ મળ્યું. ગુજરાત અને અન્ય રાજ્યોના આદિવાસી મૌખિક સાહિત્ય, સંશોધનોને લેખિતરૂપને ટાઈપ કરી પુસ્તકરૂપમાં મુકવાનું કામ કર્યું. ઢોલ, બોલ, લખારા, પૂર્વપરા, ભાષાપત્ર, વિદ્યાર્થીપત્ર જેવા સામાયિકો પ્રકાશિત કરવા માટે છાપકામમાં કામ કર્યું. ઘણા બધા સંશોધનોને ટાઈપીંગ કરતો રહ્યો અને વાંચતો ગયો. તે સમયે આદિવાસી સમાજ તેના સાહિત્યને સમજવાની શરૂઆત થઈ એ દરમિયાન ડૉ. ગણેશ દેવી સરના ખૂબ મોટા વિચાર અને તેની સામગ્રી ભેગી કરવાના મારે માથે આવેલા કામે મને જાણે અજાણે આદિવાસી જીવનવ્યવહારને શાસ્ત્રીયસ્વરૂપે વિચારવાની તક ઉભી કરી આપી. આ સમયગાળામાં ભાષા સર્વેક્ષણમાં મારા મિત્રો સાથે રાઠવી ભાષા, તડવી ભાષાનો

અભ્યાસ પૂર્ણ કર્યો. માનવશાસ્ત્રીય અભ્યાસ પસં કરેલ ચૌધરી સમાજનો અગાઉ અભ્યાસ પૂર્ણ કર્યો.

ચૌધરી સમાજના અભ્યાસમાં કામ કરવા ટેવાયલુ મારા મને બીજા સમાજનો પરિચય કરાવ્યો. તેમા ખાસ કરીને દક્ષિણ ગુજરાતની વસાવા, ચૌધરી, ગામિત, ધોડિયા, કુંકણા, પાવરા, હળપતિ, જેવા આદિવાસી સમુદાયોમાં સૌથી વધુ આકર્ષણ મને કોટવાળિયા સમાજ તરફ રહ્યું હતું. તેમનો પહેરવેશ, તહેવારો, મેળાઓ અને વાંસમાં બનતી વસ્તુઓ અને ખાસ કરીને વાંસના પાવાએ તેમની વિશિષ્ટ ઓળખ મારા મન પર વસીગઈ અને કોટવાળિયામાં ખાસ કરીને તેમની મૂળ સંસ્કૃતિ અન્ય જાતિઓના પ્રમાણમાં ઊંડાણમાં વધુ સચવાઈ રહી છે. પરંપરાગત જીવનમાં વાંસમાંથી બનતી વસ્તુઓ પ્રથમ દૃષ્ટિએ કોઈપણ વ્યકિતને આકર્ષિત કરે છે. તેમના જીવનની સરળતા મને તેમના તરફ હૃધ્યપૂર્વક ખેંચી જાય છે. તે માટે કોટવાળિયા સમાજના અભ્યાસમાં મેં અગ્રિમતા આપી તેનો સર્વાંગીન અભ્યાસ કરવાનું વિચાર્યું.

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર વડોદરા અને આદિવાસી અકાદમી તેજગઢના સ્થાપક ડૉ. ગણેશ દેવી સર અને ડૉ. સુરેખા દેવીની પ્રેરણા મળતા કોટવાળિયા સમાજનો અભ્યાસ કરવાનું મેં નક્કી કર્યુ.

મારા માર્ગદર્શક પ્રૉ. કાનજીભાઈ પટેલ અને અતુલ ગર્ગ સાહેબ આ અભ્યાસમાં માહિતી આપતા રહ્યાં. માર્ગદર્શકશ્રીએ અમને ખૂબ ટકોરતા રહ્યાં. આ અભ્યાસને આગળ મુકવા માટે ચાલના આપતા રહ્યાં. તેમની હુંફ અને પ્રેરણા ન હોત તો મારાથી આ અભ્યાસ શક્ય ન બનત. તેમનો પ્રેમ અને નિષ્ઠાવાન શિક્ષકની કડક ભૂમિકામાં આ કામ શરૂ કર્યુ. અને અંત સુધી પહોંચાડ્યું. એ આખા સમયગાળામાં મને માર્ગદર્શન આપી સમાજ માનવ અભ્યાસને સ્વરૂપ આપવામાં તેમનો ખૂબ મોટો ફાળો છે. તેમાં તેમની ભાષા શુધ્ધિ માટે અને ભૂલો સુધારી પ્રસ્તુત પુસ્તકને આ સ્વરૂપે તૈયાર કરાવ્યું તેમાં ખૂબ મહેનત રહેલી છે. તેમનો હું ખૂબ ઋણી છું.

કોટવાળિયા સમાજના માનવશાસ્ત્રના અભ્યાસના કાર્યમાં આ ક્ષેત્રના આગેવાનો મને મદદ કરનાર શ્રી સુમનભાઈ કોટવાળિયા, મનોજ ચૌધરી, અશોકભાઈ ચૌધરી, ધનસુખભાઈ ભાભોર, તેમજ મારા સાથી મિત્રો નારણ યુ રાઠવા, સંજય બી રાઠવા, વિકેશ બી રાઠવાનો હું હ્રધ્યપૂર્વક આભાર માનું છું.

આ અભ્યાસને ખાસ સુદ્દઢ કરવા માટે કોટવાળિયા સમાજના આગેવાન શ્રી સુમનભાઈ કોટવાળિયા (ગડત), તેમના ધર્મ પત્ની રમીલાબેન મને લગ્ન ગીતોમાં મદદ કરી છે. જિંગાભાઈ ફૂલજીભાઈએ કોઈપણ સમયે પ્રેમપૂર્વક, નિઃસંકોચ મદદ કરી છે. તેમનો હું ખૂબ જ ઋણી છું. આ

અભ્યાસકાર્યમાં અન્ય જે જે મિત્રોએ કલાકારોએ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મદદ કરી છે, તે સર્વનો આભાર વ્યક્ત કરવાની તક લઉ છું.

આ પુસ્તકમાં કોટવાળિયા સમાજનો માનવશાસ્ત્રીય અભ્યાસ હેઠળ સમાજ, ભાષા, કલા અને સંસ્કૃતિ વિશેની ઊંડી સમજ કેળવીને અન્ય સમાજની સામે મૂકવાનો પ્રયાસ કર્યો છે. આજુ-બાજુમાં વસતા સમાજ એકબીજાને કયા નામથી ઓળખે છે તેઓની જીવનશૈલી અને ભૌગોલિક વિવિધતા જોવા મળે છે. જેમાં નદીઓ, ડુંગરો અને જંગલો સાથે જોડાયેલી માન્યતાઓની ચર્ચા કરીને પ્રદેશની ઓળખ આપી છે. જેનાથી અન્ય સમાજ પણ અજાણ છે.

કોટવાળિયા પ્રજા ભલી, ભોળી અને શાંતિપ્રિય છે. તેઓને ખેતી નથી પરંતુ અન્ય આદિવાસીની ખેતીમાં મજુરરૂપે કામે જાય છે. આમ જોઈએ તો તેમના જીવનવ્યવહાર, સંગીત વાદ્ય, સાહિત્યના સર્જનનો ઈતિહાસ રચી શકાય એટલી સામગ્રી તેમના મૌખિક પરંપરાના વાહકો પાસે આજે પણ છે. તેઓ ખાસ કરીને વાંસનું કામ કરતા હોવાથી પોતાને જરૂરી ચીજવસ્તુઓ જેવી કે ઘરના ખપેડા(દિવાલ) અનાજની મોસેટી, પાપડના ટોપલા, ઘર વપરાશના અન્ય સાધનો વાંસમાંથી બનાવે છે. વાંસ એજ તેમની સૌથી મોટી ઓળખ આજે પણ છે.

# અનુક્રમ

**સમાજનું નામ**

કોટવાળિયા સમાજ વિસ્તાર પ્રમાણે વનરાજ કોટવાળિયા, ગાવિત કોટવાળિયા, વણરાજ, ચૌધરી કોટવાળિયા, વાંસફોડિયા, ગાવિત જેવાં નામોથી ઓળખાય છે.

**ભૌગોલિક વિસ્તાર**

કોટવાળિયા જાતિની સૌથી વધુ વસ્તી સુરત, તાપી અને નર્મદા જિલ્લામાં છે. દક્ષિણ ગુજરાતના વાલોડ, બારડોલી, ડેડીયાપાડા, માંડવી, સોનગઢ જેવાં તાલુકામાં આ જાતિના લોકો વસવાટ કરે છે. ઉત્તર તરફ સાતપુડા અને દક્ષિણે પુર્ણા નદી વહે છે. દક્ષિણે અંબિકા નદી ડાંગમાંથી ઉતરી આવે છે. આ નદીઓનાં કિનારાના સપાટ પ્રદેશમાં કોટવાળિયા જાતિના લોકો વસવાટ કરે છે. નર્મદાના પર્વતોની હારમાળાથી લઈ ડાંગ સુધી ડુંગરોની હારમાળા આવેલી છે. આ વિસ્તારની જમીન ખાડા ટેકરાવાળી છે અને કેટલાક ભાગમાં જંગલ વિસ્તાર આવેલો છે. તેના સિવાયના અન્ય વિસ્તારની જમીન સપાટ છે.

**સમાજનો પોતાના ખ્યાલનો ઈતિહાસ**

જ્યારે ભગવાને પૃથ્વી પર આવીને જોયું ત્યારે બધા લોકો આમતેમ ભટકતા દેખાયા. ભગવાને વિચાર કર્યો કે આ લોકોને કોઈને કોઈ કામની સોંપણી કરવી પડશે. એવા વિચાર સાથે ભગવાને સભા ભરી તે સમયે બધાં મનુષ્યો સભામાં ઉપસ્થિત રહ્યાં. આવા સમયે ભગવાને કામની વહેંચણી શરૂ કરી ત્યારે દરેક મનુષ્યોને ભગવાને

અલગ અલગ કામ સોંપ્યું તે મનુષ્યોએ પોત પોતે સ્વીકારી લીધું. આ સભામાં એક માણસ વાંસની પાછળ સંતાઈ રહ્યો હતો. તે આ કામની વહેંચણી જોતો હતો. તેણે પણ ભગવાન આગળ આવીને કામની માંગણી કરી ત્યારે ભગવાનને વિચાર આવ્યો કે આ બધા કામ તો સર્વે કરશે પણ તે માટે જરૂરી વસ્તુઓ પણ જોઈશે તેથી તેમણે એક કોટવાળિયાને વાંસનું કામ સોંપીને કહ્યું કે 'જા તારે વાંસમાંથી વસ્તુઓ બનાવીને પોતાનું ગુજરાન ચલાવવું.' તેથી આ સમાજ વાંસફોડિયા કહેવાયા છે. જગંલની રખેવાળી માટે ગામથી એક વ્યક્તિ નિમવામાં આવે તેને કોટવાળ તરીકે આખું ગામ ઓળખતાં હતાં. વાંસફોડિયા જંગલમાંથી વાંસ લાવીને વસ્તુઓ બનાવીને વેચતા હતા. ત્યારથી તેઓ કોટવાળીયા કહેવાયા એમ માનવામાં આવે છે.

## જન્મવિધિ

દક્ષિણ ગુજરાતના કોટવાળિયા સમાજના લોકો જન્મ સમયે પોતાની કોમની જાણકાર દાયણ સ્ત્રીને બોલાવે છે. ગર્ભવતી સ્ત્રી પોતાના ઘરના કામ જેવા કે ઘરની રસોઈ કરવી, કુવામાંથી પાણી કાઢવાનું કામ, દળવું, શેરડી કાપવાનું જેવા કામ કરતી હોય છે. કામ કરવાથી શરીર તંદુરસ્ત રહે છે. જ્યારે પ્રસુતિ સમયે કોઈ જાતની તકલીફ પડતી નથી. ગર્ભવતી સ્ત્રીના ગર્ભમાં બાળક પરિપકવ થાય ત્યારે દુઃખાવો ઉપડે છે. તે સમયે પોતાના સમાજની દાયણ બહેને બોલાવે છે. દાયણ બાળકને જન્મ કરાવવામાં મદદ કરે છે. પ્રસુતા બહેનને પ્રસુતિ માટે ઘરમાં ખાસ કરીને ડાંગર ખાંડવાની જગ્યા હોય તેની બાજુમાં પ્રસુતિ કરાવે છે. આ નળને દાયણ વાંસની ચીપ કે ચોખ્ખા પાનાથી બાળકની નાળીને કાપીને છુટુ પાડે છે. નળ પ્રસૂતા બહેનને નવડાવવાની જગ્યાએ દાટી દેવામાં

આવે છે. નળ દાટેલો હોય તે જ જગ્યા પર પ્રસુતા બહેનને પાંચ દિવસ સુધી નવડાવે છે.

બાળકના જન્મ થયા પછી પ્રસૂતાને દરરોજ સવાર, સાંજ સૂઠ, કાળીમરીનો ઉકાળો કરી પીવા આપે છે. ખોરાકમાં ગોળ કે કોપરૂ અને મોળી ખીચડી, મગની દાળ અને મીઠા વગરનું ભાત આપે છે. આ ખોરાક માતાને આપવાથી માતાનું દૂધ બાળક માટે સારું રહે છે અને માતા અને બાળકનું આરોગ્ય સારું રહે છે.

**પંચરો(પેચરો) :**

પંચરોના વિધિ કે પેચરોની વિધિ જન્મના પાંચમા દિવસે કરવામાં આવે છે. જન્મમાં છોકરો-છોકરી બંનેને માટે સમાન વિધિ હોય છે. પંચતત્વોનું બનેલું આપણું શરીર જેમાં પાણી, જમીન, હવા, અગ્નિ, આકાશ આ પાંચ તત્વો જરૂરી છે. આ પાંચ મહાભૂતોને યાદ કરીને પંચરોની વિધિ કરવામાં આવે છે.

પંચેરાના દિવસે વિધિ માટે દાયણબહેન અલગ અલગ વસ્તુઓ મંગાવે છે. જેમાં નાળિયેર, કંકુ, સિંદુર, ધૂપસળી, ચોખા, દૂધ, હળદર, ફૂલ, ઘી, તેલ, મરઘી, કોઢિયું દારૂ જેવી વસ્તુઓ હોય છે. બાળકને ગરમ પાણીથી સ્નાન કરાવી બાળકને નવા કપડાં પહેરાવી કમરમાં કંઠી, કે કંદોરો બાંધીને તૈયાર કરવામાં આવે છે. દાયણબહેન બાળકના જન્મની જગ્યાને પાણી છાંટીને પવિત્ર કરી લીંપી કાઢે છે. દાયણબહેન પૂર્વ દિશા બાજુ મોં રાખીને કંકુ, ચોખાથી જન્મની જગ્યાએ ગોળાકાર કુંડાળુ બનાવી તેમાં ચોખાની ઢગલી મૂકીને તેના પર હળદર, સિંદુર કે કંકુ નાખી કોડિયામાં તેલનો દીવો કરે છે. ગલકાના ફૂલથી સાથીયાની પૂજા કરી નાળિયેર, સૂઠ, ગોળના પાંચ ટુકડા કરી પાંદડામાં મુકે છે. દાયણબહેને પોતાના ખોળામાં બાળકને લઈને ટીલા ટપકા કરીને

ઘરના કુટુંબીજનો  કે સગાવ્હાલાને છાક પાડવા વિનંતી કરે છે. બહેનો ચા કે દારૂની છાક પાડીને પોતાની ઈચ્છા પ્રમાણે છુટા પૈસા મુકે આપે છે. જેને બહેનો પંચ તત્ત્વોને અર્પણ કર્યુ  એમ માને છે. છેલ્લે દાયણ બહેન નાળિયેર ફોડે છે.

**દાયણ(હુયાણી) :**

દાયણ પોતાના ખોળામાંથી બાળકને ઉપાડીને પૂજા પાત્રિની વિધિમાં ફેરવે છે અને કહે છે કે એ ઘરલીમાતા આ બાળક નવું આવેલ છે. તેને તું ફળ, ફૂલ, અનાજ આપજે તેના શરીરને પૂરતો આહાર આપજે.

દાયણબહેન બાળકને ઘરના ચૂલાની ઉપર ફેરવતા જઈને કહે છે કે હે બાળક આ ચૂલામાં તું નાની  કે મોટી માછલી સેકીને ખાજે એવું કહે છે. બારણાના ઉંબરા ઉપર લાવીને બાળકને કહે છે કે પપ્પા માછલી લાવે તો ખાવા માટે બહુ રડજે. અગ્નિ ઉપર ફેરવતા જઈને કહે છે કે હે અગ્નિ દેવ તું બાળકને સાચવજે. તારા સમાજમાં કે કુંટુબમાં  દરેક વ્યક્તિને સંભાળજે સુખ દુઃખમાં બધાને મદદ કરજે એમ વિનંતી કરે છે.

છેલ્લે મામા અથવા ફોઈ  દાયણના ખોળામાંથી બાળકને લઈ લે છે અને દાયણને દાપા પેઠે પહેલા ૫ રૂપિયા કે ૧૦ કે અનાજ આપતાં હતાં. પરંતુ અત્યારે દાયણને દાપા પેઠે ૨૦૦થી ૪૦૦ રૂપિયા આપવા પડે છે. ત્યાર પછી ફોઈ અથવા મામા નામકરણ કરે છે. નામ પહેલા વારના નામ પ્રમાણે પાડવામાં આવતું હતું જેવા કે બુધિયો, મંગળ, અથવા મગરીયો, શનિયો  જેવા નામ પાડતા હતા. પરંતુ અત્યારે રાશી પરથી નામો પાડવામાં આવે છે. નામ પાડ્યા પછી કુટુંબના સભ્ય તરીકે બાળકની ગણના કરે છે. છેલ્લે ઘર માલિક દાયણને પોતાની

શક્તિ પ્રમાણે લુગડું, પૈસા, ચોખા, આપે છે. ત્યાર પછી પચેરાની વિધિમાં આવેલ કુટુંબની બહેનો, સગાવ્હાલાને દાયણબહેને ચા, દારૂ પીવડાવે છે અને સૌ છૂટા પડે છે. આમ પેચરોની વિધિ પૂર્ણ થાય છે.

**કોટવાળિયામાં લગ્ન :**

કોટવાળિયા સમાજમાં હોળી પહેલા લગ્ન થઈ શકતા નથી. હોળી પહેલાના મહિનાને તેઓ કોજીયા મહિનો ગણે છે એટલે લગ્ન કરવું હોય તો હોળી પછીથી જેઠ મહિનાના સમયમાં લગ્નગ્રંથી જોડાય છે. તેઓ પોતાના સમાજમાં લગ્નગ્રંથી જોડાઈ શકે છે. પરંતુ પોતાના ગોત્રમાં લગ્ન થઈ શકતા નથી કેમ કે પોતાના ગોત્રની છોકરી -છોકરોએ ભાઈ-બહેનનો સંબંધ ધરાવે છે. આ સમાજ બીજા ગોત્રમાં લગ્ન કરવાનું પસંદ કરે છે. આ સમાજ બીજા જ્ઞાતિમાં લગ્ન કરી શકે નહિ જો કદાચ આવું બને તો તેને નાત બહાર કાઢવામાં આવે છે. તેના ઘરનો વ્યવહાર બંધ કરી દેવામાં આવે છે.

**છોકરા-છોકરીની પસંદગીઃ**

છોકરીની ઉંમર ૧૮થી ૨૦ વર્ષની થાય અને તે પરણાવા લાયક થાય તો પોતાના સમાજના કોઈ વડિલ વ્યકિત કે સગાવ્હાલાને છોકરા -છોકરીના લગ્નની વાત કરે છે. તે વ્યક્તિ યોગ્ય લાગે તેવા છોકરાના બા-બાપને પુછીને સારા સમાચાર કાઢીને તેઓ છોકરીના બા-બાપને કહે છે કે તમારી છોકરી માટે અમુક જગ્યાએથી છોકરાની સગાઈની વાત છે તો તેવા સમયે માજી (આગેવાન) બન્ને પક્ષે યોગ્ય લાગે તે વાર નક્કી કરવામાં આવે છે. છોકરો છોકરીને જોવા માટે જાય અને પસંદગી થયા બાદ નક્કી થાય અને છોકરીનાં ઘરવાળા છોકરાના ઘરે

જાય, છોકરાનો કામ ધંધો, ઘર જોઈને સંબંધ નક્કી થાય છે.

**નાની સગાઈ(પીયાણ):**

છોકરા પક્ષવાળા છોકરીના ઘરે સગાઈ જોડવા આવે છે. છોકરીના ઘરે બન્ને પક્ષે સામ સામે બેસીને સગાઈના વાત નક્કી કરે છે. ત્યાર બાદ ઘરમાંથી છોકરીને બોલાવીને બન્ને પક્ષની વચ્ચે બેસાડવામાં આવે છે. બન્ને પક્ષ વચ્ચે છોકરા છોકરીની પસંદગી કરવામાં આવે છે. વર પક્ષના સગાવ્હાલા, કુટુંબીજનો છોકરીને જોઈ લીધા પછી

જે માંજી હોય તે બન્ને પક્ષની વાતને ધ્યાને લઈને સારા સમાચારની જાણ કરે છે. છોકરા-છોકરીને પસંદગી થઈ જાય ત્યારે બન્ને પક્ષ પાસેથી ૧૦- ૨૦ રૂપિયા ફાળો કરીને ગોળ, ધાણા કે દારૂ લાવીને છાક પાડીને બન્ને પક્ષ સામ સામે બેસીને પીવામાં આવે છે. આને નાની સગાઈ થઈ કહેવામાં આવે છે.

**મોટી સગાઈ :**

નાની સગાઈ થયા પછી બન્ને પક્ષના આગેવાનો લગ્ન સંબંધી વાતો કરે છે. છોકરી માટે પહેરવાનો તમામ સામાન (આભૂષણ)ની વાત કરવામાં આવે છે. લગ્ન માટે આ સમાજે હોળી પછીના માસથી લગ્ન લેવાય છે. ચોમાસા પહેલા લગ્નો પૂર્ણ કરવામાં આવે છે. લગ્નનો દિવસ નક્કી કરવામાં કોઈ પણ પ્રકારનું મુર્હત જોવામાં આવતું નથી. પરંતુ અત્યારે શિક્ષણના કારણે બ્રાહ્મણ પાસે વાર, તિથિ જોઈને લગ્નનો દિવસ નક્કી કરવામાં આવે છે. લગ્નનો વાર, સમય નક્કી કરે છે. ત્યાર બાદ બધા સગાસંબંધીઓ છોકરી પક્ષવાળાને ત્યાં ચા, પાણી કરીને છુટા પડે છે. જેને મોટી સગાઈ કહેવામાં આવે છે.

**નોતરું(આમંત્રણ) આપવું :**

કોટવાળિયા સમાજમાં સગાવ્હાલાને આમંત્રણ આપવાની એક વિશિષ્ટ રીત છે. ચોખામાં હળદર અને કંકુ મિશ્રણ કરવામાં આવે છે. આ પીળા કરેલા ચોખાને ઘરની આજુબાજુના યુવાન છોકરાઓ લઈને એક ગામથી બીજે ગામ સગાવ્હાલાના ઘરે નોતરું આપવા માટે જાય છે. સગાવ્હાલને ઘરના ઉંબરે ચપટી ચપટી ચોખા નાંખીને કહેવામાં આવે છે કે અમુક દિવસે જમણવાર રાખવામાં આવેલ છે. એવા સમાચાર સગાવ્હાલાને આપવામાં આવે છે. હાલમાં આ પ્રથામાં ફેરફાર થયેલો છે. જેમાં બાહ્ય દેખાવને કારણે કંકોત્રી આપીને આમંત્રણ આપવામાં આવે છે.

**મંડપ બાંધવાની વિધિ :**

લગ્નના આગલા દિવસે ઘરના આંગણામાં મંડપ બાંધવામાં આવે છે. મંડપ બાંધવામાં ફળિયાના યુવાન કે સગાસંબધીઓ જંગલમાંથી મંડપ માટે લાકડાં લઈ આવે છે. આંગણામાં ખાડો ખોદીને મુર્હતની થાંભલી રોપવામાં આવે છે. થાંભલીને વર કે કન્યા કંકુ, ચોખા, હળદરથી પૂજા વિધિ કરીને થાંભલી ઊભી કરવામાં આવે છે. થાંભલી સાથે કાકડોની ડાળીઓ બાંધવામાં આવે છે. ત્યાર પછી એકબીજાના સહકારથી મંડપ બાંધે છે. આંબાના પાન અને લીમડાના ડાળખાના તોરણ બાંધે છે. મંડપ બનાવવાની વિધિ પુરી થાય પછી વર કે કન્યા મંડપમાં મદદ કરનારને કંકુ ચાંદલો કરે છે. બધા વ્યક્તિઓને ચા પીવડાવામાં આવે છે. આમ મંડપ બાંધવાની વિધિ કરવામાં આવે છે.

**તોરણ :**

લગ્નનો મંડપ બાંધ્યો હોય ત્યારે મંડપની ફરતે આંબાના પાનનું તોરણ તૈયાર કરવામાં આવે છે. કોઈ એક વ્યક્તિ આંબાના પાન અને ડાળખીઓ એક દોરીથી બાંધી લાવે છે. મંડપમાંની થાંભલીઓમાં ચારેબાજુ આ તોરણ લગાવવામાં આવે છે. વર કે કન્યા આ તોરણને કંકુ, ચોખા, હળદરથી ચાંદલો કરીને વધાવે છે. તોરણ બનાવનાર ભાઈને દાપા પેટે ૧ રૂપિયો કે ૨ રૂપિયા આપીને તેને ખુશ કરે છે.

**પીઠી તૈયાર કરવી :**

લગ્નના આગલા દિવસે ફળીયાના ભાઈ-બહેનો વર કે કન્યાના ઘરે ભેગા થાય છે. બજારમાંથી લાવેલ આખી હળદરને બહેનો ખાંડણિયામાં ખાંડી નાખે છે. હળદરને ખાંડતી વખતે બહેનો ગીતો ગાય છે જેને પીઠી વિધિ કે વાટવાની વિધિ કહે છે.

**પીઠી લગાડવાની વિધિ(હળદરની વિધિ) :**

લગ્નના પહેલા દિવસે સવારમાં ગામની સ્ત્રી, પુરૂષો કે બાળકો બધા કન્યા કે વરના ઘરે ભેગા થાય છે. વર કન્યાની ભાભી દેવના સ્થાનકે લઈ જવા માટે એક થાળીમાં પીઠી, નાળિયેર, તેલ તૈયાર કરે છે. વર કે કન્યાને તૈયાર કરીને આખુ ગામ તૂર, થાળી કે દોબડુ વગાડીને નાચતા કૂદતા દેવના સ્થાનકે જાય છે. દેવના સ્થાનકે દેવને તેલ, હળદર, નાળિયેર ચઢાવીને  વર કે કન્યાને પગે લગાવે છે. ત્યાર બાદ નાચતા કૂદતા ઘરે આવે

છે. આ દિવસે ગામની કે ફળિયાની બહેનો-ભાઈઓ લગ્નની તૈયારી માટે કંઈને કઈક કામ કરતા હોય છે. જેના ઘરે લગ્ન થતું હોય ત્યાં મંડપ બાંધવાથી માંડીને ચોખા, દાળ સાફ કરવામાં ફળિયાના કે ઘરની આજુબાજુના લોકો મદદ કરે છે. બીજા દિવસે વર કે કન્યાને સવારે નવડાવીને તેમનાં શરીરે દિવસમાં પાંચ વખત હળદર લગાવે છે.

**ગ્રહશાંતિઃ**

ભગત મંડપની વચ્ચોવચ માટીથી નાની ચોરી બનાવે છે. તેમાં આંબાના પાન અને પૂજાની અલગ અલગ વસ્તુ લઈને બેસે છે. ચોરીની બાજુમાં વરરાજાના માતા-પિતા કે ભાઈ-ભાભી બેસતા હોય છે. આ વિધિ ભગત કરાવે છે. હાલના સમયમાં ભગતનું સ્થાન બ્રાહ્મણે લઈ લીધું છે. જેની આર્થિક પરિસ્થિતિ સારી હોય તે ઘરોમાં કે ફળિયામાં બ્રાહ્મણને આગળ પડતો ગણાવામાં આવે છે. જેથી ભગતને બોલવવામાં આવતો નથી પણ બ્રાહ્મણ બોલવામાં આવે છે. આવી રીતે ગ્રહશાંતિ હાલના સમયમાં થતી જોવા જોવા મળે છે. કન્યાની ગ્રહશાંતિ જાન આવવાની હોય તે દિવસે બપોર પછી કરવામાં આવે છે.

**ભોજન સમારંભ :**

ગ્રહશાંતિ પછી જમવાનું શરૂ કરવામાં આવે છે. જમણવાર બપોર પછી ૫-૦૦ વાગ્યાથી શરૂ કરીને રાત્રે ૧૦-૦૦ વાગ્યા સુધી ચાલે છે. જમણવારમાં જેટલા લોકોને આમંત્રિત કરેલ હોય તે લોકોએ આ સમયે આવીને ભોજન કરે છે. ભોજનમાં ખાસ કરીને દાળ-ભાત, શાક કે લાપસી જેવી વસ્તુઓ

બનાવવામાં આવે છે. જે તે વ્યક્તિની ઘરની આર્થિક સ્થિતિ પ્રમાણે રસોઈ બનાવવામાં આવે છે.

**ચાંદલાવિધિ :**

જમણવાર પુરૂ થયા પછી ચાંદલાવિધિ કરવામાં આવે છે. જે ગામના કોઈ શિક્ષિત યુવાન ચાંદલો લખવાનું કામ કરે છે. ગામ, ફળિયાના કે આમંત્રિત મહેમાનો ઘર માલિકના વ્યવહાર પ્રમાણે રોકડ રૂપિયા લખાવતા હોય છે. ઘર માલિકને લગ્ન વખતે થતા ખર્ચને આ રૂપમાં મદદરૂપ થાય છે.

**જાનઃ**

લગ્નના બીજા દિવસે બપોરે જાન નીકળે છે. ઘરની આજુ-બાજુની બહેનો કે સગાવ્હાલા વરરાજાને નવા કપડાં પહેરાવી તૈયાર કરે છે. જાનમાં જવા માટે ગામના, ફળિયા કે સગાવ્હાલા સૌ તૈયાર થઈને નાચતા કૂદતા જાનમાં જાય છે. જાનમાં વ્યક્તિઓ વધુ પ્રમાણમાં થાય તો ફળિયા કે ગામના લોકો પોતાના ઘરેથી બળદગાળા લઈ આવે છે. અત્યારે જાનમાં બળદગાળાને બદલે ટેમ્પો, ટ્રેક્ટર, કે જીભ જેવા સાધનો લઈ જવાય છે. પોતાની સ્થિતિ પ્રમાણે વાહનો લઈને જાનમાં જાય છે.

**જાનને ઉતારો આપવો :**

વર રાજાની જાન કન્યાના ઘરે આવે ત્યારે મંડપમાં એક બાજુ જાનને ઉતારો આપે છે. ઉતારો આપેલો હોય ત્યાં કન્યાપક્ષની બહેનો જાનૈયાઓને પાણી પીવડાવવા જાય છે. જાનમાં આવેલ વ્યક્તિઓને ઉતારો

આપેલો હોય ત્યાંજ બેસવાનું હોય છે. આજુબાજુ તેઓ ફરી શકતા નથી. જો આમ કરે તો જાનને દંડ કરવામાં આવે છે.

**કલવો ખવડાવવો :**

વરરાજાની જાનને જ્યાં ઉતારો આપેલ હોય તે જગ્યા પર કન્યાની મા થાળીમાં ગોળ અને પાણીનો લોટો લઈને આવે છે. વરાજાને મોં મીઠું કરાવે છે.

**કપડાં ચઢાવવું :**

વરપક્ષવાળા કન્યા માટે લાવેલ કપડાં, ઘરેણાં હોય તે કન્યાને પહેરાવવા આપે છે. કન્યાપક્ષની બહેનો કન્યાને કપડાં, ઘરેણાં પહેરાવીને તૈયાર કરે છે, જેને કપડા ચઢાવવું કહે છે.

**વર પાંખવાની વિધિ :**

કન્યાને તૈયાર કરીને વરને પાંખવાની વિધિ કરે છે. કન્યાના મંડપના મુખ્ય દરવાજા પાસે વરરાજાને લાવવામાં આવે છે. કન્યાની મા વધામણા વડે વરને વધાવીને વરને ચોરીમાં લાવે છે. કન્યાને ઘરમાંથી બહેનો મંડપની અંદર લાવે છે.

**પરણાવવાની વિધિ :**

ગામમાં નિમેલા (આગેવાન) (ભગત) ચોરીમાં વર કન્યાને સામ સામે બેસાડીને લગ્ન વિધિ કરે છે. સૌ પ્રથમ કન્યા વરને વધામણાથી વધાવીને કંકુનો ચાંદલો કરી ફૂલનો હાર પહેરાવે છે. ત્યાર પછી વર કન્યા વધાવીને ચાંદલો કરીને ફૂલનો હાર પહેરાવે છે. વર કન્યાને સામ-સામે બેસાડીને ભગત ચોરીમાં દીવો સળગાવીને  વર કન્યાને પરણાવાની વિધિ કરે છે. વરની બહેન વર કન્યાને છેડા ગાંઠી દે છે. વર કે કન્યા ભગતની વિધિ પ્રમાણે ચોરીમાં સાત ફેરા ફરાવે છે. આમ પરણાવવાની વિધિ કરે છે. હાલમાં શિક્ષણના કારણે લગ્ન વિધિમાં ફેરફાર જોવા મળે છે. તે વિધિ બ્રાહ્મણ દ્વારા કરાવવામાં આવે છે.

**કન્યાદાન :**

ચોરીમાં સાત ફેરા પુરા થાય પછી  કન્યા માટે લાવેલ વાસણો આપવામાં આવે છે. કન્યાના માતા-પિતા તાંબા કે પિત્તળનું બેડું આપે છે. કન્યાની બહેનપણીઓ પણ પોત પોતાની ઈચ્છા પ્રમાણે વાસણો આપે છે.

**વિદાય :**

કન્યાને વિદાય આપતા પહેલા કન્યા પોતાના માતા-પિતા અને વડીલોને પગે લાગીને પોતાના ઘરના ઉંબરામાંથી રુદન કરતા કરતા બહાર નીકળે છે. કન્યાની ફોઈ, ભાભી કે બહેનપણીઓ કન્યાને મંડપના મુખ્ય દરવાજા સુધી મુકવા આવીને વિદાય આપે છે.

**(૧) વિધુર/ વિધવા લગ્ન :**

જેનો પતિ કે પત્ની માંદગીમાં કે આકસ્મિક રીતે મૃત્યુ પામે તો તે સમાજના રીત રિવાજ મુજબ કુટુંબના સભ્યોની મરજીથી બીજા લગ્ન કરી શકે છે . જેને વિધુર કે વિધવા લગ્ન તરીકે માને છે.

**(૨) ભાગેડુ લગ્ન:**

યુવાન છોકરી-છોકરો પ્રેમમાં પડે છે. પોતે સાથે આજીવન રહેવા ઈચ્છે તો અને કદાચ મા બાપની અથવા સગાવ્હાલાની ના પસંદગી હોય તો છોકરા- છોકરી બંને ભાગી જઈને લગ્ન કરે છે.

**મરણવિધિ**

કોટવાળિયા સમાજમાં માણસ મૃત્યુ પામે ત્યારે ઘરની આજુ બાજુના સભ્યો ભેગા થઈને મૃત શરીરને ખાટલા પરથી જમીન પર સુવાડે છે. મરણ પામેલ માણસને દક્ષિણ દિશામાં માથું અને ઉત્તર દિશામાં પગ રાખીને સુવાડી દે છે. માણસનું મૃત્યુ ૩ થી ૪ વાગ્યાના સમયે થઈ જાય ત્યારે તે મૃત શરીરને રાત રાખવામાં આવે છે. મૃત શરીર વાસ ન મારે એ માટે અગરબત્તી સળગાવીને બાજુમાં ખોંસી દે છે શરીર પર દારૂ કે અત્તર છાંટી દે છે. આદિવાસી જાતિમાં દાટવા અને બાળવાનો રિવાજ છે. નાનુ બાળક જો અનાજ ખાતુ ન હોય તો તેને દાટવામાં આવે છે. ગર્ભવતી સ્ત્રી જ્યારે સુવાવડ વખતે મૃત્યુ પામે ત્યારે બાળકની અલગ ચિતા કરે છે. મૃત માણસના ઘરની આજુબાજુના વ્યક્તિઓ ભેગા થઈ જાય છે અને મરણ વખતે વગાડાતા

વાજિંત્રો વાળા ભાઈઓને બોલાવે છે. વાજિંત્રો વગાડનાર વાળા ભાઈઓ મૃત માણસના ઘરે આવીને તૂર, થાળી વગાડે છે. જેથી ગામમાં બધાને ખબર પડી જાય છે કે ગામમાં કોઈના ઘરે માણસનું મૃત્યુ થયું છે. ભેગા થયેલા ભાઈઓ સગાવ્હાલાને મરણની જાણ કરવા જવાનું નક્કી કરે છે.

**સગાવ્હાલાને મૃત્યના સમાચાર આપવા :**

મૃત માણસના ઘરની આજુબાજુના વ્યક્તિઓ સગાવ્હાલાને મૃત્યુના સમાચાર આપવા જાય છે. મરણ વ્યક્તિઓના સગાવ્હાલાના ઘરે ઘરે જઈને મૃત્યુના સમાચાર વહેલી તકે પહોંચાડે છે. સમાચાર આપ્યા પછી ઘરે આવીને જાણ કરવામાં આવે છે કે અમુક ગામે અમુકને સમાચાર આપ્યા અને કોઈ સગાવ્હાલા રહી ન જાય તેની કાળજી રાખવામાં આવે છે.

ગામના લોકો મરનારના  ઘરે પહોંચી જાય છે. મરણનો ખર્ચ કરવા માટે ફળિયાના,  ગામલોકો, સગાવ્હાલા આયોજન કરે છે. જેથી ઘર માલિકને દુઃખમાં સાથ મળી રહે છે. જો વ્યક્તિને બાળવાની છે તેવી ખબર પડી જાય ત્યારે ફળિયાના લોકો અગ્નિસંસ્કાર માટે લાકડાંની સગવડ કરીને લાકડા સ્મશાને લઈ જાય છે. શિયાળો, ઉનાળો, ચોમાસુ હોય તેવા સમયે પણ લોકો મદદ કરીને માનવીપણું નિભાવે છે.

**ઠાઠડી બનાવવી :**

ઠાઠડી બનાવવા માટે ૧૦થી ૧૩ ફૂટની લંબાઈવાળા બે મોટા લાકડાં નીલગીરી કે સાગના બે ટુકડા લાવે છે. બે વાંસ કાપી લાવી તેની કામડીઓ કાઢીને બે ટુકડામાં ગોઠવવામાં આવે છે. વાંસની કામડીને દોરી

અથવા ઘાસની દોરી બનાવીને બાંધે છે. આ ઠાઠડીની લંબાઈ ૮ ફૂટની લંબાઈ રાખવામાં આવે છે જેથી કરીને મૃતકનું શરીર ઠાઠડીની બાહર રહી ન જાય. વાંસની કામડીને મજબૂત બાંધવામાં આવે છે. જેથી કરી ને મૃતનું શરીર પડી ન જાય તે ધ્યાનમાં રાખીને કારીગર ઠાઠડી બનાવે છે. ઠાઠડી ઉંચકવા માટે બે માણસો પકડી શકે તેટલું લાકડું આગળને પાછળ ખુલ્લુ રાખીને કામડીઓ બાંધવામાં આવે છે.

**ઘરમાં મૃત શરીરને થતી વિધિ :**

સગાવ્હાલા આવ્યા પછી મૃત શરીરને ઘરની ઢોર બાંધવાની કોઢની જગ્યામાં પાટલો ગોઠવીને ગરમ પાણીથી નવડાવે છે. સૌ પ્રથમ દાતણ કરાવી, દાંતણની ચીરીને ઊલો કઢાવે છે. શબને નવડાવવા માટે ઘરની બહેનો કે ભાઈઓ પકડી રાખે છે. છાશ કે દહીમાં હળદર નાખીને શબના માથા પર રેડીને માથુ ચોળીને ધોવામાં આવે છે. આમ શરીરે ગરમ પાણી રેડીને નવડાવે છે. નવડાવ્યા બાદ શરીરે કોરા કપડાથી ચોખ્ખુ કરીને નવા કપડા પહેરાવે છે. પુરૂષ હોય તો હાથમાં ઘડીયાળ અને ધોતી, પેન્ટ, શર્ટ પહેરાવીને કપાળમાં કંકુનો ચાંદલો કરે છે. જ્યારે સ્ત્રી હોય ત્યારે સ્ત્રીના વસ્ત્રો પહેરાવીને મૃતકની જગ્યાએ સુવાડી દેવામાં આવે છે. ત્યાર બાદ સગાએ લાવેલ કપડા તેના શરીર પર ઓઢાડી દેવામાં આવે છે. ઘરની બહેનો અને સગાવ્હાલા તે સમયે રોક્કકળ કરતા હોય છે. આમ રડતા રડતા શબને ઘરમાંથી કાઠીને આંગણામાં લાવે છે.

**મૃત શરીરને ઘરમાંથી બહાર કાઢયા પછીની વિધિ :**

મૃતદેહને ઘરમાંથી બહાર કાઢીને ઠાઠડી પર મૂકવામાં આવે તે પહેલા ઘાસ કે ડોળાની પુળી છોડીને

તેની સરસ મજાની પથારી કરે છે. તેના પર ધોતી કે લુગડું પાથરીને ઠાઠડીના ચાર ખૂણે નાળિયેર બાંધે છે. મડદાને સ્મશાને લઈ જવા માટે મૃત શરીરના પગ આગળ અને માથું પાછળ રાખીને ઠાઠડીને દોરીથી બાંધી દે છે. બધા કુટુંબીજનો રડતા રડતા ઠાઠડી પાછળ ચાલતા હોય છે. અમુક બહેનો મૃતક શરીર ઉપર ચઢી જાય છે તેમને ઠાઠડીથી અલગ કરીને ચાર પુરૂષભાઈઓ ઠાઠડીને ખાંધ મારીને ઉંચકી લઈને સ્મશાન તરફ ચાલતા થાય છે. ઠાઠડી ઊંચકનાર ધીરે ધીરે ચાલે છે. કુટુબીજનો કે સગાવ્હાલા ઠાઠડી પકડીને ચાલે છે. તુર, થાળી જેવા વાંજિંત્રો વગાડીને મડદાને સ્મશાને લઈ જાય છે. ગામ કે ફળિયાના વિસામાની જગ્યાએ રસ્તાની બાજુમાં ઠાઠડી ઉતારીને પછી ઉચકી લેવામાં આવે છે. ઘરેથી વિસામાં સુધી મડદાના પગ આગળ અને વિસામાની જગ્યાએથી મળદાના પગ પાછળ અને માથું આગળ રાખે છે કે એને છેલ્લી ઘડીએ ગામ કે ફળિયાને જોતો જોતો જાય છે.

**મડદાને જમાડે :**

મડદાને (સાઈ) ઉપર સુવાડીને માથું દક્ષિણ તરફ અને પગ ઉત્તર તરફ રાખીને મુકવામાં આવે છે. કુટુંબના એક-બે વ્યક્તિઓ પાણીમાં ચાદર કે ટુવાલ પલાળી લાવીને મડદાને જમાડવાની વિધિ કરે છે. કુટુંબના વ્યક્તિઓ મડદા નજીક આવીને ચાદરમાં લાવેલ પાણીથી મૃતક શરીરને મોં ધોવાડીને મોમાં મોળુભાત મુકી છેલ્લે પાણી લઈને મોંમા નાખે છે. જમાડવાની વિધિ કર્યા પછી શબને સાઈ પર વ્યવસ્થિત ગોઠવીને તેના પર લાકડાં મુકે છે. લાકડાં મુકાઈ ગયા પછી સાઈની બન્ને બાજુએ બે મોટા લાકડાં ગોઠવી દેવામાં આવે છે.

**અગ્નિદાહ :**

અગ્નિદાહ માટે સ્મશાને અલગથી લાકડાં સળગાવેલા હોય છે. તે સળગતા લાકડાથી જે મરનાર હોય તે ઘરના કોઈ એક વ્યક્તિ આ સળગતા લાકડાંથી મૃતમાણસને અગ્નિદાહ કરે છે. જો કોઈનો પિતા મૃત્યુ પામ્યો હોય તો તેનો પુત્ર અગ્નિદાહ કરે છે. અગ્નિદાહ દીધા બાદ સૌ સગાવ્હાલા કે ગામના લોકોને મરનારની ઉતરક્રિયાના સમાચાર આપીને છુટા પડે છે.

**જીવ જોવાની વિધિ :**

અગ્નિદાહ કર્યા પછી સાંજે ઘરમાં જ્યાં માણસનું મૃત્યુ થયું હોય તે જગ્યાએ ધૂળ કે ઘઉંના લોટની થાળી પૂર ઢગલી બનાવે છે. આ ઢગલી પર દીવો સળગાવી ચા, પાણી, નાસ્તો, મૂકીને ટોપલા વડે ઢાંકી દેવામાં આવે છે. દીવાને આખી રાત સળગતો રાખવામાં આવે છે. સવારે આ ઢગલી દેખવામાં આવે છે કે માણસનો જીવ શેમા ગયો તેનો સંકેત જોવા મળે છે. આ દીવો બાર દિવસ સુધી સળગાવીને રાખવામાં આવે છે.

**બારમાની વિધિ :**

આ સમાજમાં પોતાની સગવડ પ્રમાણે બારમાની વિધિ કરવામાં આવે છે કોઈની પરિસ્થિતિ સારી હોય તો ચાર કે પાંચ દિવસે પણ વિધિ કરવામાં આવે છે. કોઈની આર્થિક સ્થિતિ સારી ન હોય તો મહિને પણ બારમાની વિધિ કરે છે. બારમામાં ચા, પાણી કે ભજન મંડળ બોલાવીને બારમાની વિધિ પુરી કરવામાં આવે છે. સગાવ્હાલાને ભોજનમાં ભાત,દાળ કે ચા, પાણી કરીને સગાવ્હાલા છુટા પડે છે.

**મરણ પછી છેલ્લી વિધી :**

**ખત્રા વિધી :**

કોટવાળીયા સમાજમાં કોઈ કુટુંબમાં કોઈકનું મૃત્યુ થાય તો બધા સગાસંબધીઓ, કુટુંબીજનો તથા ગામના લાગતા વળગતા માણસો ભેગા થઈને જેતે વિધી કરીને અગ્નિદાહ કે પછી ભૂમિ દફન વિધિ કર્યા પછી ચોથે દિવસે 'દિયાળો' કરી ખત્રરા વિધી કરે છે.

આ સમાજમાં કોઈનું મૃત્યુ થાય તો છેલ્લી ખત્રરાની વિધી કરે છે. જે એક વર્ષમાં કે અથવા ચાર-પાંચ વર્ષમાં પણ કરે છે. ખત્રરા કરવામાં થોડો ખર્ચ પણ થાય છે. એટલે એ ખર્ચ ને પહોંચી વળાય એવા સંજોગો ઉભા કરવા પડે છે અને આવકમાંથી કાપ મૂકીને બચત ઊભી કરવી પડે છે અને ખર્ચને પહોંચી વળાય એવી ગોઠવણ તૈયાર કરવી પડે છે. આવા સમયે ગામમાં કોઈ બીજા વ્યક્તિઓ મૃત્યુ પામેલા હોય તો બધા સાથે મળીને નક્કી કરીને જેતે એક જ દિવસ નક્કી કરવામાં આવે છે. જેથી ખર્ચમાં પહોંચી શકાય. આ સમાજમાં આ પ્રથા પ્રચલિત છે.

કુટુંબના વ્યક્તિ બધા સાથે મળીને કોઈક નજીકમાં મોટી નદી હોય ત્યાં જાય છે. ત્યાંથી પ્રમાણમાં લંબાઈવાળો પથ્થર લાવીને ફળીયામાં એક જગ્યાએ મૂકે છે.

રાત્રે ભગત અને લોકો ખત્રરૂ મુકવાની જગ્યાએ ભેગા મળે છે. ભગત વિધી કરી ધૂણે છે અને આખરે પથ્થર કયાં મુકવો તે ભગત લોકો ધૂણીને તે જગ્યા શોધી કાઢે છે. પથ્થર લાવ્યા પછી ભગત તેને નામ

દે છે અને તેમના મરેલા કુટુંબીજનોને નામ લે છે અને આવનારને સાથે સંપીને રહેજો એવા વેણ બોલે છે. ભગત પથ્થર ઉપર દાતરડાંની ચાંચ મારે છે જોર જોરથી ઠોકે છે. એના કારણે એ પથ્થર ઉપર અગ્નિના તણખા ઉડે છે. જે મૃત્યુ આત્મા રખડતો હતો તે હવે આ પથ્થરમાં આવીને બેસી ગયો છે એમ ભગત કહે છે ત્યારે બધી બહેનો જોર જોરથી રડે છે.

આ પથ્થરમાં જીવ આવ્યા પછી પથ્થરને દાતણ કરી નવડાવે છે. નવા કપડાં પહેરાવી, હળદર-ચાંદલો, ચૂંદડી પહેરાવે છે. તે દેવ થઈ ગયા માનીને તેની ભેટણી કરે છે. તેને એક મોટા ટોપલામાં ઊંચકીને બેસાડીને બધા રડતા જાય છે. એક વ્યક્તિ તે ટોપલો માથા ઉપર મૂકીને સાથે ડોવળી વગાતા જઈને ઘરમાં ફેરવે છે. આંગણામાં પણ નચાડે છે અને બધા નાચતા નાચતા ખત્રરા મૂકવાનું સ્થાન હોય ત્યાં જાય છે. સ્થાનકે જઈને એક નાનો ખાંડો ખોદીને તેમાં પૈસા નાખી તે પથ્થરને એ ખાડામાં દાટવામાં આવે છે. બધા તેને ભેટણી કરીને ઘરે આવતા રહે છે.

વાર તહેવારે જે કાંઈ ખાવાનું બનાવે તે પહેલા ભાણું એમને ધરાવે છે, પૂજા કરે છે અને પછી જ એ ઘરે ખાય છે. ખાવાની પ્રથા વર્ષોથી ચાલી આવી છે.

### દેવનો ખ્યાલ

**કનસરી દેવી :**

કનસરીદેવીને અનાજની દેવી ગણે છે. ઘરના ઓરડામાં જ્યાં અનાજ ભરવાની કોઠી મુકેલી હોય ત્યાં

વારતહેવારે અનાજની પૂજા વિધિ કરવામાં આવે છે. માસિક વાળી સ્ત્રી આવી જગ્યાએ હરીફરી શકે નહિ કારણ કે આવા સમયે કનસરી દેવીની સ્વચ્છતા જાળવે છે. કનસરીમાતાની પૂજા ન કરતો હોય તો તેને આ દેવી ખૂબ જ દુઃખી કરે છે. હાલમાં નાળિયેરની બલિ આપવામાં આવે છે.

**ગામમાં બિમારી લાગે ત્યારે :**

જો ગામમાં કોઈ ભારે બિમારી આવી પડે ત્યારે ગામના આગેવાનો ભેગા થઈને આખા ગામને એક સ્થળ પર ભેગા થવાનું આયોજન કરવામાં આવે છે. બિમારીને દૂર કરવા માટે ભગત પાસે માનતા રાખવાનું કહે છે. ભગત જમ્યા પહેલા માનતા રાખે છે. ગામને બિમારીમાંથી ઉગારવા માટે જંગલમાંથી ઝાડમુડીની દવા તૈયાર કરે છે. જેમાં પાંચ આગળા, સીમડો, લાલ-સફેદ રંગ, હીમડી(સીદી) માછલીવેલો, જેગકોળુ, વેલો, જેવા વનસ્પતિને મિશ્રણ કરી દવા તૈયાર કરે છે. તેમજ બજારમાંથી અલગ અલગ વસ્તુઓ લેવા માટે ગામફાળો કરીને વસ્તુઓ લાવે છે. જે વેલણ, લાલકાંસકી, કાડી કટી, આટબુવેલન, નાની માટલી, બેડીયું, નાળિયેર, પાણીવાડી, બે પાનીવાળા, બે ગાડી, ચારપૈવાડી, ત્રણ પૈડાવાળી, એક ખુંટો, ગોવાળખુટો, બે ચિંચા(સિંદુરનું કોલચા) રોવણખુટો, એકવાળોખુટો, આ બધુ સામાન ભેગું કરીને ગામને ગુંદરે રાત્રે આખુ ગામ ભેગુ થાય છે. ભગત લાવેલા સામાનને મિશ્રણ કરીને પૂજાવિધિ કરી ઘીનો દીવો, અગરબત્તી સળગાવીને પૂજાવિધિની શરૂઆત કરે છે. મિશ્રણ કરેલી દવા ભગત ધુણતો જઈને દરેક વ્યક્તિને લોટો લોટો ભરીને આપે છે. તે દવા લઈને ગામ લોકો પોતપોતાના ઘરે લઈ જઈને લીમડાના પાનથી મિશ્રણ

કરેલી દવા લીમડાના પાનથી આખા ઘરમાં છંટકાવ કરે છે. ભગત પાંચ વાગ્યે સામાન લઈ પૂર્ણા નદીએ પહોંચે છે. નદીએ જઈને પહેલા ઉત્તર તરફ મોં રાખીને પાણી વગરના નાળિયેર ફોડે છે. મિશ્રણ કરેલી દવા અને મરઘુ નદીમાં છોડી દેવામાં આવે છે. આ બધા ખર્ચ કરતા વધેલા પૈસાનો દારૂ, તાડી લાવીને પીવે છે.

**સીમના દેવદેવી**

**૧. ગોવાળદેવ :**

આ દેવ પશુ-પ્રાણીઓના રક્ષણ માટેનો દેવ ગણાય છે. આ દેવનું સ્થાનક ડુંગરની ગુફામાં હોય છે. ગામના લોકો પોતાના પ્રાણીઓ જેવા કે ગાય, ભેંસ, બકરા વિયાયને દૂધ ઓછું આપતા હોય તો ગોવાળદેવની માનતા ભગત પાસે રખાવે છે. માનતા લીધા બાદ પ્રાણીઓના દૂધમાં વધારો થઈ જાય છે. આ દેવની માનતા માટે ગામના લોકો ભેગા થઈને વર્ષમાં કે પાંચ વર્ષમાં માનતા છોડવા માટે દેવના સ્થાનકે ભગત સાથે જાય છે. આ દેવની પૂજા વિધિમાં અલગ અલગ પ્રકારો સામાન લઈ જવામાં આવે છે જેવો કે બકરા, મરઘા, સિંદુર, સોપારી, પાંચબેડિયું, સફેદ-લાલ ધજા લઈને દેવના સ્થાનકે જાય છે. દેવના સ્થળે જતાં પહેલા તેઓ રવિવારને વધુ મહત્વ આપે છે. તે દિવસે જ ત્યાં પૂજા વિધિ માટે જાય છે. ભગત આખા ગામના પ્રાણીઓની માનતા રાખેલી હોવાથી તે દેવનાસ્થાનકે જઈને પૂજાવિધિનો સામાન તૈયાર કરીને દેવને અર્પણ કરીને માનતા પૂર્ણ કરે છે. લોકો ડુંગરની નીચે રસોડુ બનાવીને જમે

છે. આમ માનતા પૂર્ણ કરીને તેઓ પોતાના ગામ પરત ફરે છે.

**૨. બગલાદેવ :**

આ દેવનું સ્થાનક ડુંગર પર હોય છે. ડુંગરને તેઓ બગલી ડુંગર તરીકે ઓળખે છે. આ ડુંગર પરની માન્યતા એવી છે કે બગલાદેવ એ વરસાદ લાવવામાં મદદ કરે છે. જો વરસાદ વહેલો ન આવે તો આખુ ગામ ભેગુ થઈને ડુંગર પર જઈને જે ગામનો મુખ્ય ભગત હોય તે બગલાદેવના સ્થાનકે માનતા રાખે છે. જો બાધા ફળે તો ગામના ભાઈઓ દિવાળી પછી આ દેવની માનતા છોડવા દેવના સ્થાનકે જાય છે. દેવની પૂજાનો સામાન જેવો કે મરઘુ, નાળિયેર, બકરું વગેરે લઈને દેવને અર્પણ કરી માનતા પુરી કરે છે. ત્યાર બાદ બધા ભાઈઓ ડુંગરમાં જ રસોઈ કરીને ખાઈ-પીને છુટા પડે છે.

**ખેતરના દેવદેવી**

**૧. તનીયા ગોળ દેવ :**

આ દેવ એ અનાજ માટેનું સ્થાન ધરાવે છે. આ દેવનું સ્થાનક વાંસદાગામના ડુંગરની ગુફામાં છે. આખા ગામના લોકો તેની શ્રધ્ધા રાખીને અનાજની વાવણી કરે છે. જ્યારે પાક તૈયાર થઈ જાય અને લલણી સમયે પહેલા તેઓ અનાજની કટી કાપીને સૌ પ્રથમ દેવને ચઢાવે છે. પૂજા માટે નાળિયેર, અગરબતી, મરઘુ જેવી વસ્તુ લઈને આખા ગામના લોકો દેવના સ્થાનકે જઈને આ દેવની પૂજાવિધિ કરીને માનતા છોડે છે. આ

વિધિ મોટે ભાગે ભગત દ્વારા કરાવે છે.

**બાળકોના દેવદેવી**

**૧. કાકાબળિયા :**

આ દેવ બાળકોના રોગનો દેવ છે. જ્યારે નાના બાળકોના શરીરે નાના ફોલ્લા જેવું દેખાય ત્યારે ઘરના માતા-પિતા કે ફળિયાના લોકો ઘરના સભ્યોને કાકાબળિયાની માનતા રાખવાનું કહે છે. માતા-પિતા આ દેવના સ્થાનકે જઈને માનતા રાખે છે. જેથી બાળકને નીકળેલ ફોલ્લા મટી જાય ત્યારે પૂજા વિધિ કરવા માટેનો દિવસ ગુરૂવાર કે રવિવાર પસંદ કરે છે. પૂજા વિધિમાં દેવને ચડાવવા માટે તેઓ નાળિયેર, અગરબત્તી લઈ જઈને પૂજા વિધિ પૂર્ણ કરી બાળકને દેવના સ્થળે પગે પડાવીને માનતા પુરી કરે છે.

**સ્ત્રીઓના દેવદેવી**

**૧. કવાડીયાગોળ દેવઃ**

આ દેવનું સ્થાનક કેલવાન, આંબા ગામના ડુંગરમાં છે. આ દેવની માન્યતા એવી છે કે જે સ્ત્રીને સંતાન ન થતું હોય તેવા દંપતીને સંતાન પ્રાપ્તિ માટે મદદ કરે છે. કોઈ પતિ-પત્નીને સંતાન ન થતું હોય ત્યારે આ દેવના સ્થાનકે જઈને દેવની આગળ વિનંતી કરે છે ''હે કવાડીયાગોળ દેવ તું અમારા ખોળે સંતાન આપે તો અમે તમારા ચોકમાં મરઘુ કે બકરો છુટો છોડશુ.'' આમ વિનંતી કરીને પોતાના ઘરે પાછા આવતા રહે છે. કુખે સંતાન

આવે ત્યારે સવા મહિના પછી તે દંપતીઓ દેવની માનતા છોડવા માટે પૂજાનો સામાન જેવો કે નવ નાળિયેર, મરઘુ, બકરુ , અગરબત્તી, ઘી લઈને દેવના સ્થાને પહોંચે છે. આ દેવની એવી માન્યતા છે કે આ દેવ ચોખ્ખો દેવ છે. તે ફક્ત નાળિયેર કે અગરબત્તીથી જ ખુશ રહે છે. આ દેવનું સ્થાન ડુંગર પર હોવાથી તે દેવના સ્થાન સુધી પહોંચવા માટે પથ્થરના ૫૦૦ પગથિયા બનાવેલા છે. નીચેથી ચઢતા પહેલા પગથિયાથી લઈને ઉપર ચઢતા સુધીમાં ૧૮ થી વધુ નાળિયેરનો ભોગ આપે છે. આ દેવના સ્થાનકે પહોંચીને ભગત પૂજા વિધિ કરે છે. દેવના સ્થાનકમાં લાવેલ મરઘુ કે બકરુ મારવાનું હોતું નથી પણ તેને રમતુ છોડી દેવામાં આવે છે. આમ આ દેવ સંતાન પ્રાપ્તિનો દેવ છે. આ બાધા મોટો ભાગે ગામનો વ્યક્તિ જે ભગત ગણાતો હોય તેની પાસેથી લેવામાં આવે છે. છેલ્લે પણ પૂજાવિધિ ભગત પુરી કરીને માનતા પૂર્ણ કરે છે.

**પશુઓ માટેના દેવદેવી**

**ગુસમાયદેવી :**

આ દેવી પશુ-પ્રાણીઓનું રક્ષણ કરે છે. જ્યારે ગામ કે કોઈના ઘરમાં પશુ-પ્રાણીને બિમારી લાગે ત્યારે ઘરના માલિક ભગત પાસે માનતા લેવડાવે છે. માનતામાં ભગત બોલે છે. '' હે દેવી આ પશુ જો સારૂ થઈ જાય તો હું તમારા ચોકમાં અમુક વસ્તુ ચઢાવીશ.'' જ્યારે આ બાધા ફળે ત્યારે ભગત આખા ગામના લોકો સાથે ભેગા થઈને આ દેવીની માનતા કરવા માટેનો દિવસ નક્કી કરે છે. આ બાધા ત્રણ કે પાંચ વર્ષમાં કરે છે. માનતા

કરવા આખુ ગામ ભેગુ થઈને પોતાના વાંજિંત્રો જેવા કે પાવો, પાવરી વગાડીને નાચતા કૂદતા દેવીના સ્થાનકે પહોંચે છે. આ દેવીનું સ્થાનક ચુનાયવાડી ગામના ડુંગરામાં હોવાથી પોતાના ગામથી દૂર હોય તો તેઓ ચાલતા કે કોઈ વાહનમાં બેસીને શનિવારના દિવસે સાંજે આ સ્થાનકે પહોંચી જાય છે. સવારે વહેલા ઉઠીને સ્નાન કરીને આ દેવીની પૂજા કરવા માટે તૈયાર થઈ જાય છે. ભગત પુજામાં લાવેલ નાળીયેર, અગરબત્તી, ઘી, લાલ-સફેદ ધજા, લઈને આ દેવીના સ્થાનકે જવા તૈયાર થઈ જાય છે. આ દેવીની એવી માન્યતા છે કે ડુંગરની નીચે પથ્થર ઊંચકવામાં આવે, જો આ પથ્થર ઉંચકાઈ જાય ત્યારે માનવામાં આવે છે કે દેવી પુજા માટેની હા પાડે છે. ભગત પથ્થર રૂપે રહેલી દેવીને વિનંતી કરે છે કે દેવી અમે તમારી પૂજા માનતા કરવા આવ્યા છે. આ પથ્થરમાં કોઈ સંકેત દેખાય ત્યારે માનવામાં આવે છે કે આ દેવી આપને પૂજા માટે આવકાર્ય છે. ભગત અને આવેલ લોકો લાવેલ પૂજાનો સામાન લઈને દેવીના સ્થાનકે પહોંચે છે. દેવીના ચોકમાં કોઈ પ્રકારનો ભોગ આપવામાં આવતો નથી. પરંતુ નાળિયેર વધેરવામાં આવે છે. ભગત ત્યાં દીવો અને નાળિયેર વધેરીને માનતા પૂર્ણ કરે છે. ત્યાંથી નીચે ઊતરીને લાવેલ મરઘાનો બલી આપવામાં આવે છે. બધા લોકો ભાત, શાક રાંધીને ખાયને છુટા પડે છે.

### રોટી વ્યવહાર, ખાનપાન, આહાર વિહાર સંબંધી માન્યતા

કોટવાળિયા સમાજનો ખોરાક મુખ્યત્વે, ભાત, દાળ, રોટલા, માછલી, મરઘાનું માંસ, બંટી, બાજરો જેવા ધાન્યનો જમણમાં લે છે. હાલના સમયમાં બજારની સગવડને કારણે તેઓ ખાટીભાજી, ઘઉં, તુવેરની

દાળ, અડદની દાળ, માછલાં વગેરેને આહાર કરે છે. તેમનું ખાનપાન સાદુ અને પૈષ્ટિક આહાર ધરાવે છે. બદલાતા સમયની સાથે અન્ય બીજી વાનગીઓ જેવી કે પુરી, ભજીયાં, લાપસી, ઢેબરાં, ઢેખળે જેવી વાનગીઓ વાર તહેવારે બનાવે છે. શહેરી જીવન શૈલીના પ્રભાવ હેઠળ આ જાતિમાં બદલાવ જોવા મળે છે.

કોટવાળિયા સમાજ સંયુક્ત કુટુંબમાં રહેતા હોવાથી તેમનામાં સમૂહભાવના છે. સામાજીક પ્રસંગો કે વાર તહેવારે તેઓ એકબીજાના ઘરે જાય છે. એકબીજાને ખાવાનું આપવું-લેવું આ પધ્ધતિ છે. આ સમાજ અન્ય સમાજ જેવા કે ગામીત, ચૌધરી, કોંકણી સાથે રોટી વ્યવહાર રાખે છે. આ સમાજ પહેલા વરસાદે જંગલમાં ગમે ત્યાં ફરી શક્તા નથી. આવા સમયે જંગલમાં ઝેરી જીવજંતુઓ પોતાના રહેઠાણમાંથી બહાર નીકળે છે. તેવા સમયે તેવો ઘરની બહાર નીકળવાનું ઓછુ પસંદ કરે છે. પહેલા વરસાદે કુદરતી આફતો જેવી કે વીજળી પડવાનો અંદાજ હોય તેવા સમયે ઘરની બહાર નીકળી શકતા નથી. રાત્રીના અમુક સમયે બહાર ફરવાનું વડીલો ના પાડે છે. ડુંગરમાં હિંસક પ્રાણીઓ જેવા કે વાઘ, વરૂ, સિંહ નીકળતા હોવાથી રાત્રે ફરવાની મનાઈ છે. આ સમાજ મોટા ભાગે જંગલની આસપાસના ગામડામાં વસવાટ કરે છે. વરસાદના સમયે ઘટાદાર વૃક્ષ નીચે ઉભા રહેવું નહિં કયા સમયે તે તૂટી પડે તે નકકી કહેવાય નહિ એવા ખ્યાલથી સાવચેત રહે છે.

**ખેતી સંબંધી વિધિ**

કોટવાળિયા સમાજને ખેતી હોતી નથી પણ તેઓ ગામની ગૌચરની જમીનમાં કે ગામતળની

જમીનમાં ઝૂંપડા બનાવીને રહેતા હોય છે. ખાસ કરીને વાંસકામ એ તેમનો મુખ્ય વ્યવસાય છે.

કોટવાળિયા સમાજ પણ આદિવાસી આદિમજૂથમાં આવી જાય છે. તેઓ પ્રકૃતિપૂજક છે. પ્રકૃતિ અને માનવ બન્ને માટે અથાગ પ્રેમ ધરાવે છે. તે માત્ર પેટ ભરવા પૂરતો જ તેમાંથી ફાયદો લે છે, કમાવા માટે નહિ. પરીશ્રમ કર્યા સિવાય જીવન જીવવું યોગ્ય નથી. ઉત્પાદન કેવળ પોતાના પૂરતું જ નહિં પણ બધા જ માટે હોય છે. આ બધુ કોટવાળિયા સમાજ જાણે છે. કુદરતી સંશોધનોને તેઓ ખપ પૂરતો જ ઉપયોગ કરવો પ્રકૃતિ સાથે તાલમેળ સાધીને આનંદભેર જીવવું એ કોટવાળિયા સમાજની જીવન શૈલી છે.

કોટવાળિયા સમાજના બધા જ ભાઈ-બહેનો વાંસમાંથી ટોપલા, ટોપલી, સૂપડું, કુરકલી, પાલા, ઘુંઘડી, કોંઠે, વિટકી, ભીંત માટે ખપેડા એવી અનેક ચીજો એ બનાવે છે. કુશળતાથી વંશ પરંપરાગત આ ઘંધો તેઓ પોતાના બાપદાદાથી કરતા આવ્યા છે.

પોતાના રહેઠાણથી નજીક વાંસનું જગંલ હોય ત્યાંથી જાતે માથા પર ઉચકાય તેટલા લીલા વાંસ કાપી ભારો બાંધીને લાવે છે. તેને ફોડીને વાંસમાંથી કામડી કાઢીને જાત જાતની વસ્તુઓ બનાવે છે.

વાંસમાંથી બનાવેલા વસ્તુઓ કોટવાળિયા સમાજ પોતાના રહેઠાણના ગામમાંથી આજુબાજુના ગામના અન્ય સમાજ જેવા કે ચૌધરી, ગામીત, ઢોડિયા, કુંકણા, વસાવા, હળપતિ બિન આદિવાસી ગામોમાં માથા પર લઈ વેચે છે.

કોટવાળિયો પોતાના હાથે બનાવેલી ચીજવસ્તુઓની પોતે જ કિંમત કરે છે અને તે પ્રમાણે ભાવ નક્કી કરે છે. દા.ત. સૂપડુ રૂા. ૪૦, ટોપલો રૂા. ૩૦ વગેરે દરેકનો ભાવ કોટવાળિયો જ અને જુવાર-ચોખા પણ

નક્કી કરે છે. સામેવાળાને પોશાય તો લે નહિ તો ચાલ્યા ભાઈ. પહેલા તે જુવાર અથવા ચોખા માંગતા હતા. એક ટોપલાના પાંચશેર ચોખા-જુવાર અને એક સૂપડાના પણ પાંચશેર ચોખા-જુવાર આમ દરેક ચીજવસ્તુઓ સામે જુવાર-ભાત લેવાનું નક્કી કરતા હતા.

કોઈ વખત પૈસા આપતા તો એ કોટવાળિયા કહેતા કે '' પૈસા કાંઈ ચાવવાના છે (ખાવાના છે) અમને ખાવાનું જોઈએ વરસે દહાડો ચાલે તેટલું જ અનાજ અમારે ભેગું કરવું પડે છે, એટલે અમને જૂથમાં અનાજ જ આપવું.''

''હાલના સંજોગોમાં તેઓ કહે છે કે અમારો પણ સમાજ છે. હવે પૈસાનું ચલણ એટલે પૈસાની જરૂર પડે છે. અમારી આવકનું સાધન વાંસમાંથી બનાવેલ ચીજવસ્તુઓ છે. જંગલ વિસ્તારનાં નિયમો કડક બન્યા અને સરકારી અધિકારીઓ મુકીને જંગલની રખેવાડી કરતા થઈ ગયા છે. હવે અમારે તેમની પાસેથી જંગલના વાંસ વેચાતા લેવાનો વારો આવ્યો છે. અમે ચોરી કરતા પકડાઈએ તો અમને બેહદ મારઝૂડ કરવામાં આવે છે. જેલમાં જવાનો વારો આવે એ બીકથી જંગલના વાંસ કાપવાનું બંધ કર્યું છે.''

હાલમાં હવે બજારમાં વેપાર ઉદ્યોગોને કારણે તેમના જે હાથ કારીગરીના ગૃહઉદ્યોગો હતા તે વેચાણમાં ઘટ આવતી જાય છે. પ્લાસ્ટીકની કે ફાયબર, પતરા, એલ્યુમિનિયમના સાધનો વેચવા લાગ્યા છે. ગામડે ગામડે હવે પાકી સડકો એટલે તેમના ઉદ્યોગોનો માલ ગામડે સુધી આવવા લાગ્યો એટલે કોટવાળિયના ગૃહઉદ્યોગોને ફટકો પડ્યો છે.

### પ્રજનન સંબંધી માન્યતા

કોટવાળિયા સમાજ માને છે જે સમયે સ્ત્રી માસિક ધર્મમાંથી ચોખ્ખી થયેલી હોય અને તેવા સમયે જો કોઈ સ્ત્રી-પુરૂષ અંધારીયામાં શરીર સંબંધ બાંધે અને સ્ત્રીને જો ગર્ભ રહે તો છોકરો જન્મે છે. જ્યારે અજવાળીયામાં શરીર સંબંધ બાંધે અને ગર્ભ રહે તો છોકરી જન્મે છે.

### ગુઢ વિદ્યા

#### ભગતની ગૂઢ વિદ્યાઃ

ભગત એટલે ધુણનારો વ્યકિત, તે દેવ-દેવીઓ સામે બીજા વ્યકિતઓનું દુઃખ દૂર કરે છે. પશુ-પક્ષીઓનો ભોગ આપનાર તેવા ખ્યાલો બધા માણસો ઉપર હોય છે. આદિવાસી વિસ્તારમાં પોતાની સંસ્કૃતિના જીવનમાં જોડનાર આદિવાસી સમૂહને મન ભગત પૂજનીય વ્યકિત છે. સમાજમાં ભગતનું આગવું સ્થાન હોય છે. તે વનઔષધિઓનો જાણકાર વૈદ્ય હોય છે. ધાર્મિક ક્રિયાઓ, ઉત્સવોની પૂજા વિધિ કરાવતો વ્યક્તિ, સમાજના રીત રીવાજો અને ઈતિહાસની પણ જાણકારી છે. અલગ અલગ લોકકથા, ગીતો વગેરેનો જાણકાર વ્યક્તિ છે. આદિવાસી સમાજમાં તહેવારો જેવા કે દિવાળી, હોળી, દશેરા, દિવાસા જેવા ઉત્સવોમાં જે વિધિ કરવાની હોય તે ભગત વિના અશક્ય હોય છે. સમાજના ધાર્મિક કે સામાજીક પ્રસંગોએ ભગતની ઉપસ્થિતિ અચુક હોય છે. કેમ કે આ બધુ જાણકાર માણસ જ ભગત છે.

**ધાર્મિક વિધિમાં ભગતનું સ્થાન :**

કોટવાળિયા જાતિમાં મરણ ક્રિયા મૃત્યુ પામનાર માણસનું ''ખતરું'' બેસાડવું, સમૂહ શ્રાધ્ધ ક્રિયા બાધા, માનતાની વિધિ ક્રવી કે દેવદેવીના સ્થાનકે જઈને કરવાની વિધિ ભગત કરે છે. ગામમાં લોકોને નાની મોટી બીમારી જેવી કે તાવ, માથુ કે પેટમાં દુખવું, ગાય, બળદ જેવા પ્રાણીઓ મરી જવા, માણસનું મરણ થવું જેવી બાબતોમાં ધાર્મિક વિધિ ભગત કરતો હોય છે. ધાર્મિક ક્રિયા કરવા માટે ''ભગત'' પાસે જાય છે. લોકોને ''શ્રદ્ધા'' છે. દુઃખી માણસો પોતાની બિમારી મટાડવા માટે પોડી લઈને ''ભગત'' પાસે જાય છે. ભગતના ઘરે જનાર લોકોને ભગત બિમાર માણસની પોડી જોઈને ચોખાના દાણા મંતરી આપે છે. તે દાણાને જોઈને ભગત દર્દીના રોગનું નિદાન કરતો હોય છે.

**દેવ-દેવી ભૂતપ્રેતના સંબંધમાં માન્યતાઓ :**

દેવ-દેવી કે ભૂત-પ્રેતના સંબંધમાં, કોઈ કસૂર થવાથી તેમને માનસિક શારીરિક દુઃખો આવે છે. આવી કોટવાળિયા સમાજની માન્યતા આજે પણ ચાલી આવે છે. તેમના શારીરિક કે માનસિક દર્દો, દેવ-દેવ કે ભૂત-પ્રેતને અર્પણ કરવા માટે (નાળિયેર, ફૂલ, મરઘી, બકરી કે દારૂ) આપીને તેમને સંતુષ્ઠ કરે છે. તેમનું ધાર્યુ કામ થશે એવી માન્યતા આ સમાજમાં આજે પણ છે. હાલમાં આ સમાજમાં શિક્ષણ આવવાથી હવે ભગતનું સ્થાન ડૉકટરો, બ્રાહ્મણો જેવાઓને ફાળે વધતું જાય છે. પરંતુ થોડાઘણા લોકો હજુપણ ભગતને માનનારા સંખ્યા જોવા મળે છે.

**દેવ-દેવી, ભૂત-પ્રેતનું નડતર ભગત કેવી રીતે દૂર કરે છે :**

બિમાર માણસના માથા ઉપર ચોખા કે મગના દાણા ઊતારીને એ પોડી લઈને ભગતના ઘરે લઈ જાય છે. ભગત તે પોડીના દાણા જોઈને ધૂણતો હોય છે. જ્યારે ધૂણવાની ગતિ વધવા માંડે, ત્યારે માને છે કે હવે ભગતમાં દેવી પ્રવેશ કર્યો છે. ધૂણતા, જે વેણ બોલે તે ''માનવ'' ભગત નથી બોલતો પણ ''સાક્ષાત્ દેવ-દેવી કે ભૂત-પ્રેત બોલે છે.'' એમ શ્રધ્ધાથી માનવામાં આવે છે. જે બોલ બોલે તે અવશ્ય કરવું જ પડે છે. બીમાર વ્યક્તિનું દુઃખ દૂર થઈ જશે. તે પ્રમાણે ચરી પાડવાની ટેક રાખીને લોકો ઘરે જાય છે.

**મંત્ર :**

આદિવાસીઓમાં મંત્રને બોલ કહેવામાં આવે છે. આ મંત્રએ ગામનો બડવો જાણતો હોય છે. માણસને મેલી વિદ્યા કરેલી હોય તેના ઉપચાર માટે બડવો મંત્ર દ્વારા તેનું દુઃખ દૂર કરે છે.

**(૧) મેલી વિદ્યા :**

સ્ત્રી કે પુરૂષ મેલી વિદ્યા જાણતા હોય તેને ડાકણની મેલી વિદ્યા કહે છે. આવી મેલી વિદ્યાથી કોઈ માણસ કે સ્ત્રી, બાળકને પોતાની મેલી વિદ્યા દ્વારા બીમાર કરવા, વળગાળ લગાડવું, કે કોઈને મારી નાખવા માટે પોતાની મેલી વિદ્યાનો ઉપયોગ કરે છે. કોઈના ઘરમાં મેલી વિદ્યા દ્વારા ભૂત મુકવામાં આવે છે. વિદ્યા શિખવા સ્ત્રી, પુરૂષ

સ્મશાનમાં જઈને કે વર્ષના નિશ્ચિત દિવસે તપસ્યા કે વિધિપૂજા કરીને પ્રાપ્ત કરતા હોય છે.

**(૨) ચોખ્ખી વિદ્યા :**

ભગત મરણ પ્રસંગ, સુવાવડ જેવા પ્રસંગે આવી વ્યક્તિને ઘરે હાજરી આપી શકતા નથી. ગામની પૂજા વિધિ કરતા ભગત, પૂજારાની વિદ્યા ચોખ્ખી વિદ્યા છે. લગ્ન જેવા કેટલાક ખાસ પ્રસંગોમાં પશુ પક્ષી જેવા બલિ ચઢાવવાને બદલે નાળિયેર, કંકુ, ચોખા વગેરે વપરાય છે. આને ચોખ્ખી વિદ્યા કહે છે. નાના બાળકોને કાકાબળિયા નીકળે ત્યારે ચોખ્ખી વિદ્યા દ્વારા તેની વિધિ કરીને ઉપચાર કરવામાં આવે છે.

**(૩)પૂજારાની વિદ્યા :**

આ વિદ્યા ગામમાંથી એક જ વ્યક્તિ કરે છે. એકજ વ્યક્તિ આ વિદ્યા જાણતી હોય છે. ગામના દેવોની પૂજા કરતી વખતે પૂજારો કે ભગત આ વિદ્યાના મંત્રો બોલીને વિધિ કરે છે. પોતાની વિદ્યા વારસામાં પોતાના સંતાનોને આપી જાય છે.

**(૪)ડાકણવિદ્યા :**

સ્ત્રી અને પુરુષ બન્ને આ વિદ્યાના જાણકાર હોય શકે એવું માનવામાં આવે છે કે મગરવિદ્યા શિખેલી ડાકણ જો કોઈ માણસને મુઠ મારે તો તે માણસનું ચોક્કસ મૃત્યુ થાય છે. આ બગાડ ગમે તેવા બડવા કે ભુવાથી

કોઈનાથી પણ સાજો થતો નથી. સાદી ડાકણ હોય તે ખેતીવાડી, ઢોર-ઢાંખર, માણસોને પોતાની વિદ્યાથી નુકશાન કરે છે.

### વારસાઈ

કોટવાળિયા સમાજમાં વારસાઈની રીત અન્ય સમાજથી અલગ જોવા મળે છે. આ સમાજના લોકો પાસે જમીન વધુ પ્રમાણમાં હોતી નથી. તેથી તેઓ બાપ-દાદાને મળેલી ગૌચરની જમીનમાં ઘરો બાંધીને રહે છે. આ જમીનમાં બધા ભાઈઓનો હિસ્સો હોય છે. પિતાની મિલક્તમાંથી સરખે ભાગે મિલક્ત, પશુ, પક્ષી, ઘરવખરીના ઓજારો કે કુંટુંબમાં, સામજિક, રીતરિવાજો કે માંદગીમાં કોઈપણ ખર્ચમાં તેમની ભાગીદારી હોય છે.

કૌટુંબિક મિલક્તમાં લોહીના વંશજોને વારસાઈનો અધિકાર મળે છે. પુત્ર કે પુત્રીને પિતાની મિલક્તમાં સમાન હક્ક છે. કુટુંબમાં જો પુત્ર ન હોય તો પુત્રીઓને પિતાની મિલક્ત પર હક્ક રહે છે. તે ખંધાડિયો લાવી પિતાની મિલક્તમાં પુત્રીઓ અને ખંધાડિયાનો હક્ક રહે છે. પિતાની મિલક્તમાં પુત્રી રહી શકે છે.

### પરંપરાઃ

કોટવાળિયા સમાજે બાપ-દાદાઓની પરંપરા અત્યારે પણ જાળવી રાખી છે. બાપદાદા જે કામ કરતા એ કામ પુત્રોમાં આજે પણ જોવા મળે છે. બાપ-દાદા જંગલમાંથી વાંસ લાવીને તેમાંથી સૂપડા, ટોપલા, સાંદડી બનાવવાની કળા જાણતા હતા તે કળા અત્યારે પણ પુત્રો કરે છે. આમ જે પરંપરા પેઢી દર ચાલતી આવી છે.

**પિતાનું કર્જ :**

પિતાનું કર્જ સમાજે સ્વીકાર્યુ છે તેવી જ રીતે આ સમાજ પણ પિતાના કર્જને સરખે ભાગે વહેંચે છે. પિતાએ પોતાના ઘરમાં કોઈ પણ પ્રસંગને પહોંચી વળવા માટે જે ખર્ચ કર્યો હોય. પિતાના માથે જે કર્જ રહી ગયું હોય તો તે કર્જ પુત્રોને સરખે ભાગે વહેંચી આપવામાં આવે છે. તે કર્જ પુત્રોને ભોગવવું પડે છે. પુત્રો એ કર્જ વારસામાં મળ્યુ તેમ કરીને સ્વીકારી લે છે.

**વચન :**

આદિવાસી સમાજમાં કોઈપણ વસ્તુની વહેંચણીમાં લેખિત પુરાવા કરવામાં આવતા ન હતા. બોલી કે વચન જ માન્ય રાખતા હતા. ધારો કે ભાઈ-ભાઈ વચ્ચે સારો વ્યવહાર હોય તો ઘરના ભાગ વચનથી બોલીમાં જ નક્કી કરવામાં આવતા હતા. અત્યારે શિક્ષણને કારણે લેખિત પુરાવા માન્ય રાખે છે.

**જમીન :**

કોટવાળિયા સમાજ પાસે જમીન હોતી નથી. પરંતુ ગામની ગૌચર જમીનમાં તેઓ ઘરો બનાવીને રહે છે. બધા ભાઈઓના ભાગ પડે છે. પોતપોતાનું વાડાની જમીનની વહેંચણી થાય છે.

**ઢોર ઢાંખર :**

આદિવાસી કોટવાળિયા સમાજમાં મોટા ભાગે પશુઓ રાખતા નથી. પરંતુ બકરા પાળે છે. જ્યારે પિતાની

મિલક્ત વહેંચણી સમયે ઘરમાં જે બકરાઓ હોય તે પુત્રો કે પુત્રીને વહેંચી આપે છે.

**ઔષધિયજ્ઞાન અને ઉપચાર :**

આ સમાજ જંગલમાંથી વાંસ લાવીને કામ કરતા હોવાથી તેઓ મોટા ભાગની જગંલી ઔષધિને જાણે છે. ઔષધિનું જ્ઞાન તેમના બાપ દાદા પાસે મૌખિક રીતે હતું. તેમના પુત્રોને અલગ અલગ બિમારીમાં કયાં ઝાડનો ઉપયોગ કરવાનો તે કહી શકતા હતા. સામાન્ય રીતે નાની બિમારી જેવી કે ઝાડા, ઉલ્ટી, તાવ, માથું, ઉધરસ, ખાંસી જેવી બીમારી માટે તેઓ દવાખાનાનો ઉપયોગ કરતાં ન હતા. પરંતુ ગામમાં કોઈ ઔષધિય જ્ઞાનની જાણકાર વ્યકિત પાસે જઈને તેઓ તેમની પાસેથી કયાં ઝાડમાંથી કયાં રોગ માટેની દવા ઉપયોગમાં લઈ શકાય તે જાણીને તેઓ તે ઝાડનો ઉપયોગ કરીને રોગ મટાડી લેતા. અત્યારે દવાખાની સુવિધા કે દવાઓનો ઉપયોગ લોકો વધુ પ્રમાણમાં કરે છે. હાલમાં તેઓ નાની બિમારી માટે ઝાડમૂળીમાંથી બનતી દવાનો પણ ઉપયોગ કરે છે.

## કરાર, બોલી/ કબૂલાત

**વ્યવસાય :**

આ સમાજનો મુખ્ય વ્યવસાય વાંસમાંથી ટોપલા, ટોપલી, સૂપડા વગેરે વસ્તુઓ હાથથી બનાવીને વેચતા  હોવાથી તેઓ વસ્તુઓ હાટમાં કે પોતાના વિસ્તારની આજુબાજુના ગામડાઓમાં ઘરે ઘરે ફરીને

વેપાર કરે છે. તેના બદલામાં પહેલા અનાજ લેતા હતાં. પરંતુ અત્યારે પૈસા લેવામાં આવે છે. વસ્તુ આપતી વખતે તેઓ ઉધારનો ધંધો પણ કરે છે તે બોલી પર હોય છે. તેમાં કોઈ લેખિત પુરાવો હોતો નથી. આવી રીતે ધંધો કરે છે.

**ઝઘડાની પતાવટ :**

કોટવાળિયા સમાજમાં ગામના આગેવાનો બેસીને કોઈ લખાણ વગર જ બન્ને પક્ષને બોલી દ્વારા સમાધાન કરી ઝઘડાની પતાવટ કરવામાં આવે છે. તેમાં કોઈ પણ પ્રકારનું લખાણ કરવામાં આવતુ નથી.

**પશુઓને લે-વેચ :**

આ સમાજમાં મુખ્યત્વે બકરા પાળે છે એટલે તેઓ પશુઓમાં ખાસ કરીને બકરાની લે-વેચ કરે છે. જ્યારે બકરું વેચવાનું હોય તો બોલીથી જ ભાવ નક્કી કરી દેવામાં આવે છે. આ બકરુ આટલામાં આપી દેવું એવું નક્કી કરે છે તેમાં કોઈ લખાણ કરવામાં આવતું નથી.

**બહુપત્નીત્વ :**

આ સમાજમાં બહુપત્નીત્વ ખૂબજ ઓછા અંશે જોવા મળે છે. જ્યારે પત્નીને કોઈ જ સંતાન ન થાય અને જો પહેલી પત્ની બીજી પત્ની લાવવા માટે સહમત થાય તો જ બીજી પત્ની લાવી શકે છે. સમૂહ ભાવનાથી જીવન જીવી શકે છે.

**લગ્નઃ**

સમાજના રીત રિવાજ પ્રમાણે છોકરા-છોકરીના લગ્ન લેવામાં આવે તેમાં બન્ને પક્ષ તરફથી લેખિત પુરાવા કરવામાં આવતા નથી.

## સમાજનો પંચ/ કાનૂન

**નાત પટેલ :**

કોટવાળિયાઓના દરેક ગામમાં એક સમાજના નાત પટેલ હોય છે. તેને મુખી પણ કહેવાય છે. આવો વ્યકિત સમાજમાં મોભાદાર ગણાય છે. તેનું પોતાના ગામ પર વર્ચસ્વ હોય છે. તેની જીવવાની રીત અને ગામના નાના મોટા સાથે વર્તવવાનો વ્યવહાર જોઈને તથા ગામના સામાજિક પ્રંસગો કે ઘટનાઓમાં આગળ રહીને નિર્ણયોમાં ભાગ લેતો અને વિશ્વાસુ જણાતો વ્યક્તિ ગામનો નાત પટેલ બની શકે છે. ગામમાં નાત પટેલોને સામાજિક પ્રસંગો જેવા કે તહેવારો, લગ્ન, મૃત્યુ જેવા પ્રસંગોમાં આગવું સ્થાન ધરાવે છે.

**ભગત :**

કોટવાળિયા સમાજમાં ભગતનું મહત્ત્વ મુખી જેટલું જ કે ક્યારેક મુખીથી પણ મોટું જણાય છે. ગામના ઢોરઢાંખર કે જીવજંતુથી માંડીને વ્યક્તિ સુધીની સલામતી માટે ભગત તેના આસ્થાના દેવ-દેવીઓને મનાવી સામુદાયિક જીવન માટે પ્રાર્થના, મંત્રો અને કથા વિધિઓ કરીને માંદગીમાંથી ઉગારવા

કે ખેતીની બરકત માટે પૂજા અર્ચના કરે છે.

**લગ્ન સંબંધી નિયમો**

૧. કોટવાળિયા સમાજમાં બીજી જ્ઞાતિમાં લગ્ન કરે તો નાત બહાર કાઢવામાં આવે છે.

૨. દહેજ પ્રથાઃ લગ્ન પ્રસંગમાં દહેજ આપવાનો લેવાનો રિવાજ

૩. ચાંદલો : પહેલાના સમયમાં પૈસાને બદલે લગ્નમાં ચોખા-દાળ આપતા.

૪. કન્યાસાટુનો નિયમ છે.

૫. ખંધાડિયો લાવવાનો રિવાજ છે.

**મૃત્યુના નિયમો**

૧. દાણા નાખવાનો રિવાજ છે.

૨. કફન રાખતા નથી.

૩. રોકડમાં મદદ કરવાનો રિવાજ

૪. કાઠિયારુ( ગોટ) પાંચ લીટર દારૂ, ખાંડ લાવવાનો નિયમ છે.

**હુન્નર કલા (આવડત)**

કોટવાળિયા સમાજનો મુખ્ય ધંધો વાંસમાંથી અલગ-અલગ પ્રકારના સાધનો બનાવવાનો છે. જે પેઢી

દર ચાલતી આવતી તેમની કળા છે. તેઓ વાંસમાંથી ટોપલા, ટોપલી, સૂપડું, કુરકલી, પાલા, ઘુંઘડી, કોઠે, વિટકી, ભીંત માટે ખપેડા એવી અનેક ચીજો બનાવે છે. એ પોતાના બાપદાદામાં ધંધો વંશપરંપરાગત ચાલ્યો આવે  છે. આ તેમની વિશિષ્ટ આવડતા છે. માછલા પકડવાની જાળ જેવી અલગ અલગ વસ્તુઓ બનાવવાની તેઓ આવડત ધરાવે છે.

## પશુ-પંખી વિશેનો દષ્ટિકોણ

**સહાયક :**

**વરસાદની આગાહી આપનારાઃ**

ચોમાસુ શરૂ થતા પહેલા ટીટોડી નામનું પક્ષી  જો પોતાના ગર્ભમાંથી જમીન પર ઈંડા મુકે ને  તેના ઈંડા જેટલા હોય તેટલા મહિના વરસાદ આવશે એવું નક્કી કરે છે. આ પક્ષી ચાર કે ત્રણ ઈંડા મુકે  છે. જો ઈંડાની સંખ્યા પ્રમાણે ચાર માસ વરસાદ પડશે એમ માને છે. આમ કોટવાળિયા સમાજ પક્ષીઓના અમુક સંકેતોથી વરસાદની આગાહી જાણી શકે છે. તેથી તેઓ સહાયરૂપ થતા હોય છે.

**ખેતીમાં મદદ કરનાર પશુઓ :**

કોટવાળિયા જાતિ પાસે ખેતી માટે જમીન ન હોવાના કારણે તેઓ બકરાપાળે છે.  તેમનું જે ગોબર (છાણ) ખેતીવાળા સમાજને વેંચીને તેમાંથી થોડી આવક ધરાવી પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ એવુ

માને છે કે બકરા એ જ અમારી આવકનું થોડું સાધન કે ખેતી છે. બકરાનું લીંડી ખેતરમાં નાખવાથી બકરા અન્ય સમાજને ખેતી માટે ઉપયોગી છે. હાલમાં આ સમાજ શેરડીમાં કામ કરતા હોવાથી તેઓ પોતાના ગુજરાન ચલાવવા માટે પોતાના ઘરોમાં ભેંસ કે ગાય જેવા પશુઓ લાવીને ઉછેર કરે છે. તેમના દૂધમાંથી તેઓ પોતાના માટે થોડી મદદ મેળવવાનો પ્રયત્ન કરે છે. આમ પશુઓ તેમને મદદ રૂપ થતા જોવા મળે છે.

**શુકનિયાળ :**

કોટવાળિયા સમાજ શુકન પ્રથામાં માને છે. કોઈ સારા કામે જતા હોય ત્યારે શુકન કાઢવામાં આવે છે. દા.ત . લગ્ન જોડવા જતી વખતે સામે બેડુ ભરેલી સ્ત્રી મળે તો સારા શુકન થયા એમ માને છે. બીજું કે રસ્તામાં ગાયોનું ટોળું સામે મળેતો શુભ માને છે. કાંતો નોળિયો આગળ સરકે તો શુભ માનવામાં આવે છે. આવા સંકેત જો રસ્તામાં મળે તો જે કાર્ય કરવા જતા હોય તે કાર્ય સારી રીતે પાર પડશે એમ માને છે.

**૧. અપશુકનિયાળ :**

આ સમાજ શુકનની જેમજ અપશુકનને પણ માને છે. જેમ સુખ દુઃખ છે તેમ શુકન, અપશુકન પણ છે. છોકરા માટે છોકરી જોવા જતી વખતે ઘરની બહાર રસ્તામાં જો બિલાડી આડી ઉતરે તો અપશુકન માને છે. કાંતો સામે પણિયારી ખાલી બેડે મળે તો અપશુકન થયા એવું માને છે. જેથી કરીને સારા કાર્યમાં કોઈ

વિઘ્ન આવશે એમ માને છે.

## વનસ્પતિ જગત/ પ્રાકૃતિક તત્ત્વો વિશેની દૃષ્ટિ

**આદિવાસીઓનું અમૂલ્ય ઔષધજ્ઞાન :**

આદિવનસ્પતિઓનો સારી રીતે ઔષધિ દવા તરીકે ઉપયોગમાં લે છે. આવી અનેક વનસ્પતિઓ વિશે આ સમાજ જાણકારી બતાવી આપે છે.

**મહુડાનું વૃક્ષ :**

મહુડાનું વૃક્ષ આદિવાસીઓને ખુબ જ ઉપયોગમાં આવે છે. મહુડાના ફૂલ( મુંડા)માંથી દારૂ બનાવવામાં આવે છે. તેથી આ ઝાડ સમાજમાં વગોવાયુ છે. મહુડાના ઝાડમાથી માણસ જીવન માટે દારૂ પુરતો જ નથી. આ વૃક્ષને પવિત્ર માનવામાં આવે છે. મહુડાની ડોડીનું તેલ કાઢીને તેનો રસોઈ રાંધવામાં ઉપયોગ કરે છે. આ આહારમાં પૌષ્ટિતત્વો મળી રહે છે. મહુડાની ડોડીમાંથી તેલ કાઢયા પછી જે બાકીનો ખોળ રહે છે. તે પશુઓના ખોરાક માટે વાપરે છે. આ ખોળની ધુણી કરવાથી ઘરની આજુબાજુ રહેતા જીવજંતુઓ જેવા કે મચ્છરો, સાપ જેવાથી રક્ષણ મળી રહે છે. આદિવાસીઓ જે મહુડાના વૃક્ષને સારી રીતે જાણતા હોય તે વધુ પ્રમાણમાં તેનો ઉપયોગ સારી રીતે કરી લે છે.

મહુડાના વૃક્ષની છાલનો કવાથ માણસના શરીરના અનેક રોગો જેવા કે ફોલ્લાઓ, ખંજવાળ ઉપર

લગાડવાથી દુઃખમાં રાહત મળી રહે છે. મધુપ્રમેહના (ડાયાબિટીશ) રોગમાં પણ ઉપયોગી થઈ રહે છે. મહુડાની છાલની ભસ્મ ઘીમાં ભેળવીને માથાની ટાલના દર્દમાં લગાડવાથી રાહત મળે છે. મહુડાના બીજના સેવનથી સ્ત્રીને સ્તનોમાં વધુ પ્રમાણમાં દૂધ મળી રહે છે. આમ મહુડાના વૃક્ષનો ઉપયોગ અનેક રીતે લાભદાયી છે.

**ખાખરા :**

ખાખરાના વૃક્ષને જાતિ પ્રમાણે અલગ નામથી ઓળખાવે છે. તેના ફૂલ વીણીને તેનો દવામાં ઉપયોગ કરે છે. ખાખરાના પાનમાંથી બાજ, પડીયા બનાવીને વેંચીને તેમાંથી તેઓ રોજગારી મેળવે છે. ખાખરાના છાલ, બી, ફૂલનો દવા તરીકે ઉપયોગ કરે છે. નાની બિમાર જેવી કે તાવ, શરદી, દાદર, ખરજવું જેવી બિમારીઓમાં ખાખરાના , બી, ફૂલ, છાલનો દવા તરીકે ઉપયોગ કરે છે.

**બહેડાનું વૃક્ષ :**

બહેડાનું વૃક્ષ જંગલમાં જોવા મળે છે. આ વૃક્ષની છાલ અને ફળનો પણ આદિવાસીઓ વિવિધ રોગોના ઈલાજ માટે ઉપયોગ કરે છે. બહેડાનું ફળથી કોઈપણ વ્યકિતને અપચો, અતિસાર, થયો હોય તે માટે ઉપયોગી બને છે. બહેડા હરસ અને કૃષ્ટ રોગોમાં લાભદાયી રહે છે.

**કેટલાંક કંદમૂળ :**

આદિવાસી કેટલાક કંદમૂળોનો પણ દર્દ માટે ઉપયોગ કરતા હોય છે. જેવા કે સૂરણ, આળુ, કદલી જેવા કંદમૂળ ઔષધની જેમ વાત્તપિત્તનાશક તરીકે કામ કરે છે. જમીનની બહાર થતાં કંદમાં કાનખેડી તરીકે આદિવાસીઓ જેને ઓળખે છે તે વારાહિકંદ પણ અતિ મહત્ત્વનું ટોનિક ગણાય છે. આ બધાં કંદોનો આદિવાસીઓ આહાર તરીકે પણ ઉપયોગ કરતાં આવ્યાં છે.

**વનસ્પતિઓ :**

કુંવાડિયા, મૂસળી, મોથ, ભાંગરો, ગોખરું, ચણોઠી, કવચ(કોંચા) વગેરે ઔષધિયો વનસ્પતિઓનું આર્યુવૈદિક ચિકિત્સા પદ્ધતિમાં પણ ખાસ મહત્વ પારખવામાં આવ્યું છે.

આદિવાસી ભગતો આવી વિવિધ પ્રકારની જડીબુટ્ટીઓના જ્ઞાતા હોય છે. જે જ્ઞાન પેઢી દર પેઢી જળવાતું આવ્યું છે. પરંતુ હવે સમયના વહેણમાં માત્ર ને માત્ર આધુનિકતા તરફની દોટમાં આ મહામૂલો વારસો ક્યાંક વિસરાય જવાની ઘડી આવે એ પહેલાં આ આદિ જ્ઞાનને સાચવવા સૌએ વિચારવું પડશે. આદિવાસી ભગત પેઢીઓથી જાણતો આવ્યો છે. એની ઓળખ અને ઉપયોગીતા આજની પેઢી માટે આવકારદાયક છે.

## કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્ત્વ

કોટવાળિયા સમાજમાં સંયુક્ત અને વિભક્ત એમ બંન્ને પ્રકારની કુટુંબ વ્યવસ્થા હોય છે. વિભક્ત કુટુંબો વધુ પ્રમાણ જોવા મળે છે. આવા બે પ્રકારના કુટુંબોમાં ઘરના વડા તરીકે પુરૂષને ગણવામાં આવે છે. ઝીણવટથી તપાસ કરતા ઘરના વ્યવહારમાં માતાનું સ્થાન પહેલુ હોય છે. સમાજમાં માતા કરતા પિતાની જવાબદારીઓ વધુ હોય છે. ઘરની બહારના સામાજિક પ્રસંગોમાં પિતાનું સ્થાન મોખરે ગણાય છે. આમ કુટુંબમાં જોઈએ તો બન્નેનું સ્થાન સમાન છે. કુટુંબના નિર્ણયો લેવાની જવાદારી કુટુંબના વડા ઉપર હોય છે. તેથી કુટુંબમાં વડા તરીકે પિતા આગળ છે. કુટંબમાં પુત્રી કે પુત્રના જન્મને સરખા ગણવામાં આવે છે. તેમાં કોઈ પણ પ્રકારનો ભેદભાવ જોવા મળતો નથી. હાલમાં દીકરા દીકરી વચ્ચે મોટો તફાવત જોવા મળે છે. છોકરા છોકરીઓને જીવન સાથીની પસંદગીની બાબતે છૂટછાટ મળે છે. છોકરા-છોકરીઓ મેળામાં નાચીકૂદીને કે ફરીને પોતાના જીવનસાથીની પસંદગીમાં પોતાના કૂળના પાત્રની સાથે કરે એવું સમાજ સ્વીકારે છે.

## મૈત્રી અને દુશ્મની

કોટવાળિયા સમાજ પોતાના સગાવ્હાલાને મિત્ર ગણે છે. મૈત્રીએ એક વ્યકિતની બીજા વ્યક્તિ સાથેનો નાતો છે. સુખ દુઃખમાં કે કોઈ આપત્તિ આવી પડે તેવા સમયે સાથ સહકાર આપે તેને મિત્ર માને છે. જ્યારે કોઈ વ્યક્તિ પોતાના વિસ્તાર છોડીને ધંધા અર્થે, નોકરી કાજે બીજા વિસ્તારમાં ગયો હોય ને ત્યાં જો પોતાના વિસ્તારનો કોઈપણ જાતિનો વ્યક્તિ મળી જાય ત્યારે તેને પોતાપણું કે મિત્ર ગણે છે. કુટુંબ કે ઘરના દરેક સભ્યને પોતાનું માને

છે. બીજા ઘરના સભ્યોને તેઓ પારકું માને છે. ગામ કે પર ગામના જે વ્યક્તિઓ જેઓ સગાવ્હાલા ન હોય તેમને પારકુ ગણે છે. જ્યારે ભૌગોલિકદષ્ટિએ દૂરના વિસ્તારમાં રહેતા હોય ને પોતાના વિસ્તારની બીજા ગામની વ્યક્તિઓ મળી જાય જે વ્યક્તિ સગાવ્હાલા ન હોય તો પણ પોતાના ઘરનો વ્યક્તિ મળ્યો એટલો આનંદ થાય છે. આવા સ્થળે તેઓ લોહીના સંબંધી ગણે છે. ગામાં જે વ્યકિત ઝઘડા કે ખૂન જેવી બાબતોમાં પહેલ હોય તે વ્યકિતને તેઓ દુશ્મન ગણે છે. કાંતો કોઈ ગામ કે ફળિયામાં બેટી વ્યવહારમાં જૂના ઝઘડામાં સંડોવાયેલા વ્યકિતને દુશ્મન માને છે. આવા કારણો સિવાય કોઈને દુશ્મન ગણતા નથી.

## વિશ્વના તત્ત્વોની જીવન પર અસર

આ સૃષ્ટિનું સર્જન ભગવાને કરેલું છે. સૂર્ય, ચંદ્ર, તારા, આકાશ, જળ, વાયુ, પૃથ્વી, ભગવાન નોકર ચાકર કે દેવ તત્વોમાં માને છે. આ બધા તત્ત્વો સિવાય જીવન શક્ય નથી. કોટવાળિયા સમાજ આ કુદરતી તત્ત્વોને પવિત્ર માની તેમની પૂજા અર્ચના કરે છે. કારણ કે આ તત્ત્વો કુદરતી હોવાથી ક્યારેક નુકશાન પણ કરે છે. જેમ કે અતિ પવન સાથે વરસાદ આવવો કે વીજળીના કડાકા થવા કે નદીમાં ધોમધાર વરસાદને કારણે પૂર આવવું કે ઉનાળામાં વધુ ગરમીથી લોકોને પરેશાન કરવા જેવી આપત્તિઓ આવે ત્યારે લોકો એમ માને કે દેવો કે કુદરત ખિજવાઈ ગયા એમ માને છે. નદી ને દરેક માતા સમાન માને છે. એટલે કોઈપણ વ્યકિત નદીમાં પેશાબ કે ઝાડા કરતા નથી.

## અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ-અવચતાની ધારણા

કોટવાળિયા જાતિના લોકો ભીલ, ચૌધરી, નાયકા, કાથોડી, વારલી, વાંસફોળિયા કે અન્ય કોઈપણ આદિવાસીથી ઉચા ગણે છે. તેમની સાથે બેટી-રોટી વ્યવહાર રાખતા નથી. કોટવાળિયા સમાજમાં પેટાજ્ઞાતિ નથી. પરંતુ ''કૂળોગોત્ર''છે. આ કુળોમાં જ લગ્ન થઈ શકે છે. કોટવાળિયા સમાજ ધોડિયા, વાણિયા, બ્રાહ્મણો અને ચૌધરીઓને પોતાનાથી ઊંચા માને છે. પહેલાં આ કોમો સાથે કોઈપણ વ્યવહાર હતો નહિં. પણ હાલમાં તેમની સાથે ખાણીપીણીનો વ્યવહાર ઊભો થયેલો જોવા મળે છે.

કોટવાળિયા જાતિના લોકો વનરાજ, વાંસફોળિયા, સમુદાયના લોકોને પોતાનાથી નીચા ગણે છે. કેટલાક વિસ્તારમાં નીચા ગણાતા કોટવાળિયાઓને અન્ય સમાજોના ઘરનો ઉંબરો ઓળંગી શકતા નથી. તેમના માટે બેઠક વ્યવસ્થા પણ નિશ્ચિત હોય છે. તે કોઈપણ દિવસે તેમના ઘરે આવે તો પોતે જ સમજીને કોઈ પાટ કે કાદવની બનાવી ઓટલી પર બેસે છે. તેમના માટે ચા,પાણીના વાસણો પણ અલગથી ઘરની બહાર મુકી રખાતા હોય છે. જે પોતે લઈને ચા, પાણી પીણે ફરીથી સાફસુથરા કરીને તેની જગ્યાએ મુકવાની પ્રથા છે. જો કોઈ છોકરો પોતાનાથી નીચા ગણાતા લોકોના ઘરમાંથી છોકરી સાથે ભાગી છૂટે તો તેને નાત બહાર મુકવાની પ્રથા છે. જો સમાજ કે કુટુંબ ઈચ્છે તો તેવા દીકરાને નાતમાં લેવાની વિધિ કરીને ફરીથી નાતમાં લેવામાં આવે છે.

## પવિત્રતા અને અપવિત્રતાની વિભાવના

**જગ્યા :**

ઘરમાં જ્યાં કંસરીદેવીનું સ્થાન હોય તેવી જગ્યાને પવિત્ર માને છે. આવી જગ્યાએ માસિક વાળી સ્ત્રી હરી ફરી શકે નહિં તેની સાવચેતી રાખવામાં આવે છે. વાર તહેવારી તેની પુજાવિધિ કરવામાં આવે છે. ઘરમાં ચૂલો, દેવીનું સ્થાનક, નદીઓ, ડુંગરો, પાણી પીવાનો કૂવો આવી જગ્યાને આ સમાજ પવિત્ર માને છે.

**સમય :**

કોઈ સારુ કામ કરવા નીકળવાના સમયે તેવા સમયને ખાસ ધ્યાનમાં રાખે છે. આ સમાજ સવારના સમયને વધુ મહત્ત્વ આપે છે. સવારનો સમય તેમને કાર્યમાં સફળતા આપસે એવી ઈચ્છા સાથે સવારનો સમય પસંદ કરે છે. બપોર પછી સૂર્ય નમતા સમયે સારા કામો ઓછા પ્રમાણમાં કરે છે. અમાસ, સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણના સમય આ સમયને તેઓ અપવિત્ર માને છે.

**વ્યક્તિ :**

કોટવાળિયા સમાજમાં રજસ્વાલા સ્ત્રી (માસિક ધર્મવાળી સ્ત્રી) ને અપિવત્ર માનવામાં આવે છે. આવી સ્ત્રી ઘરના કામ જેવા કે પાણી ભરવું, દેવસ્થળે જવું, રાંદેલા ખોરાક પાસે જઈ શકતી નથી. આવા દિવસોમાં આવી સ્ત્રીને અપિવત્ર માનવામાં આવે છે.

**બાળક :**

જયારે બાળકનો જન્મ થાય ત્યારે તેને પાંચ દિવસ સુધી અપવિત્ર માનવામાં આવે છે. બાળકને પાચેરાની વિધિ કરીને પવિત્ર કર્યા બાદ પવિત્ર માનવામાં આવે છે. સુવાવડ વાળી સ્ત્રીને સવા મહિનો પુરો થાય પછી પવિત્ર માનવામાં આવે છે.

**કુદરતી તત્ત્વો :**

દેવસ્થળોવાળા ડુંગરો, કોઈ મોટા વૃક્ષો, નદીઓ, વાવ, સૂર્ય, ચંન્દ્ર, તારાઓ, પવન, પાણી તથા અગ્નિ જેવા તત્ત્વોને પવિત્ર માને છે.

**ઘરના ભાગો :**

ઘરનો ઉંબરો, ચૂલો, ઘરલી દેવીનું સ્થાનક, અનાજ મુકવાની જગ્યા, ઢોરો બાંધવા માટેનું ગમાણ આ ભાગો પવિત્ર ગણાય છે.

**શુકન-અપશુકન :**

૧. પાણી ભરેલ બેડું કોઈ સ્ત્રી કે છોકરી સામી મળે તો શુકન અને ખાલી બેડું મળે તો અપશુકન થયા તેમ માને છે.

૨. પિસોટી નામનું પક્ષી બોલે તો અપશુકન માનવામાં આવે છે.

૩. રસ્તામાં બિલાડી ડાબી નીકળે તો અપશુકન થયા માને છે.

### મનોરંજનની રીતો

કોટવાળિયા સમાજના લોકો મનોરંજન માટે ભેગા થઈને દેવસ્થાન કે લગ્નમાં નાચવું. હોળી, દિવાળી જેવા ઉત્સવોઓમાં સમૂહમાં મળીને પ્રસંગોપાત ગીતો ગાઈને નાચે છે. ક્યારેક તો પ્રસંગોમાં વાદ્યો જેવા કે પાવો, પાવરી, દોબડુ વગાડીને નાચીને મનોરંજન મેળવે છે.

નાના બાળકોમાં તો ખાસ કરીને ગમ્મત(મનોરંજન) કરવાની રીત તો અલગ જ હોય છે. કોઈ વ્યક્તિને ખિજવવા માટે અલગ નામથી કે, તેના શરીરના અમુક અંગને ઈશારા દ્વારા કે સ્પર્શીને તેની મજાક કરીને ગમ્મત કે મનોરંજન મેળવે છે. આવું ક્યારે મોટા વ્યક્તિઓમાં પણ જોવા મળે છે.

આ સમાજની મનોરંજની રીત જેવી કે ગીતો ગાવવા, નાચવું, રમત કરવી ભેગા મળીને વાર્તા, ઉખાણા કરવા, આખા દિવસની કામગીરીનો થાક ઉતારવા સાંજના સમયે વાર્તા, ઉખાણા, ગીતો ગાઈને મનોરંજન કરે છે.

### સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો

કોટવાળિયા સમાજના લોકો પોતાની જીવન જરૂરીયાત ચીજવસ્તુઓ જેવી કે ટોપલી, ટોપલો, સાવરણી, સાદડી વગેરે બનાવવું એ પોતાની આવડત છે. બાપદાદાના પેઢી દર પેઢીથી એમને વારસાગતમાં મળેલ આવડત છે. ઘરના ઉપયોગ માટે તેઓ ખાટલો ભરવો કે ઘડવો એ પોતાની આવડત માને છે. સ્ત્રીઓ






પોતાના ઘરના લીંપણમાં ઓકળીઓ પાડવામાં કુશળતા ધરાવે છે.

કોટવાળિયા સમાજના લોકોનો મુખ્ય ધંધોજ વણાટકામ હોવાથી સાદડી, સાવરણી, ટોપલી, ટોપલો, મોસેટી જેવી જુદી જુદી વસ્તુઓ બનાવી જીવન નિર્વાહ કરે છે. જ્યારે સ્ત્રીઓ પોતાના ઘરના કે આંગણાને પોતાની આવડત પ્રમાણે લીંપણમાં અલગ અલગ પ્રકારની ભાત પાડીને ઓકળીઓ પાડીને પોતાની વિશિષ્ટ આવડત ઉભી કરે છે. આમ સમાજની વિશિષ્ટ આવડત જોવા મળે છે.






## સમાજની ભાષા

### કોટવાળિ ભાષાનો ઇતિહાસ

કોટવાળિયા આદિમજૂથનો માનવસમૂહ છે. ભારતમાં એવાં ૭૪ આદિમ જૂથો છે. ગુજરાતમાં પાંચ આદિમજૂથો વસે છે. તેમાં કોટવાળિયા જૂથ ગુજરાતના ભરૂચ, નર્મદા, સુરત,વલસાડ અને ડાંગ જિલ્લામાં વસવાટ કરે છે. ભાષાકુળની દૃષ્ટિએ કોટવાળી ભાષા ભીલીભાષા સમૂહની ગણાવી શકાય. પરંતુ 'આદિમ જૂથ' તરીકે તેમનો અર્થ તપાસતાં આરંભ, ઉદ્ભવ અથવા સંસ્કૃતિના ઉષઃકાળનો સમય એવો થાય છે. લેટિન ભાષામાં 'Primitivus' શબ્દ વપરાય છે. જેનો અર્થ પ્રાચીન કે પહેલું એવો થાય છે. વેબ્સ્ટરના શબ્દકોશ પ્રમાણે આદિમનો અર્થ કાલગ્રસ્ત થાય છે. માનવશાસ્ત્રમાં આદિમ શબ્દ માટે વિભિન્ન શબ્દપ્રયોગોનો ઉલ્લેખ કર્યો છે. આદિમ જૂથો દેશમાં દ્રવિડો આવ્યા તે પહેલાં જંગલમાં વસવાટ કરતાં હતાં. એટલે કે આદિમજૂથોની ભાષા ઓછામાં ઓછા શબ્દોના વપશવાળી હોય. પ્રાકૃતિક રીતે ઊભી થયેલી સરળતાપૂર્વક વિચારોની આપલે કરી શકનારી જીવનવ્યવહારુ ભાષા ગણાવી શકાય.

કોટવાળિયાને બરોડિયા, વીંટોળિયાના નામે પણ ઓળખવામાં છે. તેમના વાંસકામના વ્યવસાય પરથી વાંસફોડિયા કે વાંસફોડા કહે છે. તેમનો મુખ્ય વ્યવસાય વાંસમાંથી વિવિધ કલાત્મક વસ્તુઓ બનાવવાનો છે. વાંસમાંથી તેઓ સુપડા સાદડી, ટોપલા, ટોપલી, અનાજ મૂકવાની કોઠી, મોસેટી વગેરે વસ્તુઓ બનાવે છે. આવા વ્યવસાયને કારણે તેઓ જે વિસ્તારોમાં વાંસ સરળતાથી મળતા હોય તેવા વિસ્તારોમાં વસવાટ કરે છે.

તેઓ પહેલાં ઢોરનું માંસ ખાતા હોવાથી અસ્પૃશ્ય જેવા ગણવામાં આવતા.

તેમના સામાજિક વ્યવહારો તેમની આસપાસ રહેતા અન્ય આદિવાસીઓ જેવા જ હોય છે. પરંતુ તેમની ભાષા પરંપરાગત ઢાળલયમાં બોલાતી હોય છે. ડાંગ વિસ્તારમાં રહેતા કોટવાળિયાની ભાષા પર ડાંગી ભાષા-બોલીની અસરો જોવા મળે છે. સુરત જિલ્લામાં રહેતા કોટવાળિયાઓની ભાષા પર ચૌધરી, ગામીત, ઢોડિયા કે માવચીની અસર જોવા મળે છે. ભરૂચ અને નર્મદા જિલ્લામાં વસતા કોટવાળિયાની ભાષા પર વસાવા-દેહવાલી અને માથવાડીનો પ્રભાવ જોવા મળે છે. અહીં અભ્યાસમાં લેવાયેલા નમૂના મુખ્યત્વે ગામીત અને ચૌધરી વિસ્તારમાં રહેતા કોટવાળિયાઓ પાસેથી લીધેલા હોવાને કારણે ચૌધરી-ગામીત ભાષાની અસરવાળી કોટવાળિ જોવા મળે છે. કોટવાળિ બોલનારાઓની સંખ્યા ૧૯૭૧માં ૧૨૯૦૨, ૧૯૮૧માં ૧૭૭૫૯, ૧૯૯૧માં ૧૯૫૬૯ અને ૨૦૦૧માં ૨૧૪૫૩ હતી.

કોટવાળિયાનું મૌખિક સાહિત્ય અન્ય આદિવાસીઓના સાહિત્ય જેટલું જ સમૃદ્ધ છે. પરંતુ અત્યાર સુધી તેમના મૌખિકસાહિત્યનું પુસ્તક રૂપે દસ્તાવેજીકરણ થયેલ નથી. કેટલાક માનવ-સમાજશાસ્ત્રના સંદર્ભે તેમના અભ્યાસો થયેલા જોવા મળે છે. તે પણ બહુ જ ઓછી માત્રામાં. સાહિત્યની દૃષ્ટિએ તેમના જીવનવ્યવહાર સાથે સંકળાયેલા તહેવારો, દેવસ્થળો, પ્રસંગોમાં, લગ્નગીતો, બાળગીતો, મૃત્યુપ્રસંગની કથાઓ, હોળીગીતો, દેવગીતો, વ્યવસાય સંબંધી ગીતો, વાર્તાઓ વગેરે સાહિત્ય મળે છે.

## ભાષાનાં પ્રમુખ લક્ષણો

### કોટવાળિની ઉચ્ચારણ વિષયક મુખ્ય લાક્ષણિકતાઓ

૧. ગુજરાતીમાં 'સ' નો કોટવાળિમાં અઘોષ 'હ' થાય છે : સાચુંનું હાચ, સાગબારાનું હાગબારા, સોયનું હુય, સુથાર નું હુતાળ, સુરતનું હુરુત વગેરે.

૨. ગુજરાતીમાં 'ઈ' નો કોટવાળિમાં 'હાય' પ્રત્યય લાગે છે : આવીશનું આઅણહાય, ખાઈશનું ખાઅણહાય, જઈશનું જાઅણહાય, કરીશનું કઅનાહાય વગેરે.

૩. કેટલાક શબ્દો ગુજરાતીમાં 'ઉં'નું કોટવાળિમાં 'અ'માં પરિવર્તન થાય છે : એવુંનું એવઅ,તેવુંનું તેવઅ, જેવુંનું જેવઅ, કેવુંનું કેવઅ વગેરે.

૪. ગુજરાતીમાં 'ડ'નું કોટવાળિમાં 'ળ' થાય છે : ઝાડનું જાળઅ, તાવડીનું તાવળી વગેરે.

૫. ગુજરાતીમાં 'ળ'નું કોટવાળીમાં 'લ' થાય છે : નિશાળનું નિહાલ, કાળુનું કાલો, તાળુંનું તાલઅ, મળ્યુંનું મિલ્યઅ વગેરે.

૬. ગુજરાતીમાં 'ધ'નું કોટવાળિમાં 'દ' થાય છેઃ બધુંનું બદઅ, સીધુંનું હીદઅ વગેરે.

૭. ગુજરાતી અંત્ય 'ભ'નું કોટવાળિમાં 'બ' થાય છેઃ ઉભુંનું ઉબઅ, મોભનું મોબ્યઅ વગેરે.

૮. ગુજરાતીમાં 'સ'નો અઘોષ કોટવાળિમાં 'હ' માં ઉમેરાતો ' ઓ' કે 'ઈ' થાય છે : સમજુનું હોમજુ, સપનુંનું હીઅણ વગેરે.

૯. ગુજરાતીમાં 'છ' નું કોટવાળિમાં 'સ' થાય છે : છત્રીનું સતરી, સતરં, છાસનું સાહા.

૧૦. ગુજરાતીમાં 'હ' શ્રુતિનો અભાવ અને કોટવાળિમાં 'હ'નો લોપ થાય છે : ચાનું ચાય, કહુંનું આખો, નહિનું નાહાઁ વગેરે.

૧૧. ગુજરાતીમાં 'ણ' પૂર્વેના 'ર' નું કોટવાળિમાં ' અ' કે 'ય' પ્રત્યય લાગે છે : બારણુ નું બાયણં, સાવરણી નું બુઆરી વગેરે.

૧૨. ગુજરાતીમાં શબ્દારંભે આવતો 'હ' કોટવાળિમાં 'અ' ઉચ્ચારાતો જોવા મળે છે : હાથનું આથ, હાડકાનું આડકે, હસનું ઓહણ વગેરે.

**કોટવાળીની વ્યાકરણ વિષયક લાક્ષણિકતાઓ**

૧. કોટવાળીમાં બહુવચનનો 'આ' પ્રત્યય થાય છે : તમે ને બદલે તુમા, અમે ને બદલે આમા વગેરે.

૨. બીજી વિભક્તિ પુલ્લિંગ ગુજરાતીમાં 'ને'ને બદલે કોટવાળીમાં 'હન' કે 'અન' પ્રત્યય લાગે છે : પિતાજીને બદલે આબાહન, નોકર ને બદલે નોકરન, પાડાને બદલે પાડાન વગેરે.

૩. બીજી વિભક્તિ સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'ને' બદલે કોટવાળીમાં 'ઈન' કે 'એન' પ્રત્યય લાગે છે : માતાજીને બદલે આયીહીન, પૂત્રી ને બદલે ડીકર્યેન, આંગળી ને બદલે આંગળ્યેન વગેરે.

૪. ચોથી વિભક્તિ પુલ્લિંગ અને સ્ત્રીલિંગ ગુજરાતીમાં સાથે ને બદલે કોટવાળીમાં 'એરી' કે 'આરી' પ્રત્યય લાગે છે : પિતાજી સાથે ને બદલે આબાહારી, ખાટલા સાથે ને બદલે ખાટનારી, માતા સાથે ને બદલે

આયહેરી વગેરે.

૫. પાંચમી વિભક્તિ પુલ્લિંગ અને સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'થી', 'માંથી'ને બદલે કોટવાળીમાં 'આરે', 'અરે' પ્રત્યય લાગે છે : પથ્થરથી ને બદલે દગડારે, પગમાંથી ને બદલે પાઅગારે, નદીમાંથી ને બદલે ખાઅડ્યરે વગેરે.

૬. છઠ્ઠી વિભક્તિ પુલ્લિંગ ગુજરાતીમાં 'નો', 'ની', 'નું', 'ના' ને બદલે કોટવાળીમાં 'આ' પ્રત્યય લાગે છે : મોરના ને બદલે મોરાઆ, કાગડાની ને બદલે કાગળાઆ, પાડાનું ને બદલે પાડાઆ.

૭. છઠ્ઠી વિભક્તિ સ્ત્રીલિંગમાં ગુજરાતીમાં 'નો', 'ની', 'નું', 'ના' ને બદલે કોટવાળીમાં 'એ' પ્રત્યય લાગે છે : તપેલીની ને બદલે તપન્યે, ઘુઘરીનો ને બદલ ગુગર્યે, નદીની ને બદલે ખાઅડ્યે વગેરે.

૮. સાતમી વિભક્તિ પુલિંગ ગુજરાતીમાં 'માં' ને સ્થાને કોટવાળીમાં 'વે' કે 'ઉમ' થાય છે : છોકરામાં ને બદલે નાચાકામ, નકશામાં ને બદલે નકસામ, પેપરમાં ને બદલે પેપરામ વગેરે.

૯. સાતમી વિભક્તિ સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'માં' ને બદલે કોટવાળીમાં 'યેમ' પ્રત્યય લાગે છે : સાડીમાં ને બદલે હાળ્યેમ, ગાયમાને બદલે ગાયેમ, મરઘીમાં ને બદલે કુકડ્યેમ વગેરે.

૧૦. ભવિષ્યકાળમાં પહેલો-બીજો પુરુષ એકવચનનાં રૂપોમાં ગુજરાતીમાં 'ઈશ' ને કોટવાળીમાં 'હીં' પ્રત્યય લાગે છે : આવીશ ને બદલે આવહીં, જઈશ ને બદલે જાહીં, મોકલીશ ને બદલે દોવાળીહીં, રડીશ ને બદલે રળીહીં વગેરે.

૧૧. ગુજરાતીમાં સહાયક છે ના રૂપોમાં અંત્ય સ્વરનો કોટવાળીમાં હ્રાસ થાય છે : આ કોણ છે ? ને બદલે

ઈ કાયાત આહાય ?, આ મારું ઘર છે. ને બદલે ઈ આમે ગર આહાય. વગેરે.

૧૨. કોટવાળીમાં ક્રિયાપદના રૂપ માટે 'અન' એ પ્રત્યય ક્રિયાપદના આજ્ઞાર્થી બંને લાગે છે દા. ત. 'જો' એ કોટવાળીમાં આજ્ઞાર્થી એકવચનનું રૂપ છે અને બહુવચનનું રૂપ છે 'જાયા'. તેને 'અણ' એવું પ્રત્યય લાગીને 'જાઅણ' - જવું એવું ક્રિયાપદનું મૂળરૂપ બને છે.

**કોટવાળીનાં પુરુષવાચક સર્વનામ**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | આઁય | હું | આમાઁ | અમે |
| બી.પુ. | તું | તું | તુમાઁ | તમે |
| ત્રી.પુ. | તો(પુ.) | તે(પુ.) | તેઆઁ(પુ.) | તેઓ(પુ.) |
| | તે(સ્ત્રી.) | તે(સ્ત્રી.) | તીઈ(સ્ત્રી.) | તેઓ(સ્ત્રી) |
| | તીં(નપુ.) | તે(નપુ.) | તેં(નપુ.) | |

**કોટવાળી પ્રશ્નવાચક સર્વનામ**

| **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કાયાત | કોણ | કાઆ | કોનું, કોના, કોની |

| | | | |
|---|---|---|---|
| કેસ | ક્યાં | કેએ | ક્યારે |
| કોતરા | કેટલા | કેવેએ | કેવું, કેવો |
| કેહેંકે | કેવી રીતે | કોંઅહં | કયું, કયો |
| કેહેં | કેમ | કાય | શું |

**કોટવાળીમાં વર્તમાનકાળનાં કેટલાંક ઉદાહરણ**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
| પ્ર. પુ. | આઁય ખાણઅ | હું ખાઉ છું | આમાઁ ખાજ્યેહે | અમે ખાઈએ છીએ |
| બી.પુ. | તું ખાતોહો | તું ખાય છે | તુમાઁ ખાતાહા | તમે ખાઓ છો |
| ત્રી. પુ. | તો ખાહે | તે ખાય છે | તીં ખાતાહા | તેઓ ખાય છે |

**કોટવાળીમાં ભૂતકાળનાં કેટલાંક ઉદાહરણ**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
| પ્ર. પુ. | માઁયો ખાદઅ | મેં ખાધું | આમે ખાદઅ | અમે ખાધું |

| | | | | |
|---|---|---|---|---|
| બી.પુ. | તુંયે ખાદઅ | તેં ખાધું | તુમાઁ ખાદઅ | તમે ખાધું |
| ત્રી. પુ. | તીયે ખાદં | તેણે ખાધું | તીયાઁહા ખાદં | તેઓએ ખાધું |

**કોટવાળીમાં ભવિષ્યકાળનાં કેટલાંક ઉદાહરણ**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | કોટવાળી | ગુજરાતી | કોટવાળી | ગુજરાતી |
| પ્ર. પુ. | માઁયે ખાદં | મેં ખાધું | આમાઁય ખાદં | અમે ખાધું |
| બી.પુ. | તુંયે ખાદં | તેં ખાધું | તુમહાય ખાદં | તમે ખાધું |
| ત્રી. પુ. | તીયાઁહ ખાદં | તેણે ખાધું | તીયાઁહા ખાદં | તેઓએ ખાધું |

**કોટવાળીમાં કેટલાંક દર્શક સર્વનામ**

| **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઈં | આ | ઈં | એ |
| તે | તે | તી | તેઓ |
| હલી | તેણી | હલ્યે | તેણીઓ |

**કોટવાળીમાં કેટલાંક ક્રિયાવિશેષણ**

| કોટવાળી | ગુજરાતી | કોટવાળી | ગુજરાતી |
|---|---|---|---|
| આમી | હમણાં | અજોજ | અત્યારે |
| ત્યાર | ત્યારે | પેછે | પછી |
| જલ્દી | ઉનવાલ | આમીજ | તરત જ |
| ઉતવાલ | ઝડપથી | ધીરજ | ધીરેથી |
| ખિજવાય | ગુસ્સાથી | | |

**કોટવાળીમાં કેટલાંક આજ્ઞાર્થીરૂપો**

| કોટવાળી | ગુજરાતી | કોટવાળી | ગુજરાતી |
|---|---|---|---|
| ઉભો રહ | ઉભો રહે | ધાન્જાય | દોડ |
| ચાલ | ચાલ | બહ | બેસ |
| ઘહ | ઘસ | ચોળ | ચોળ |

(માહિતીદાતા : સુમનભાઈ કોટવાળિયા, ઉંમર : ૪૫, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી)

## કોટવાળી ભાષાના કેટલાક નમૂનાઓ

### કોનો ન તીયાબાય

એક ઓતો કોનોબાય ને એક ઓતી તીયોબાય. તીયાબાયુ આખે કોનાબાય, હાંય ભૂખો હુબી ગો. એક પોયરી ગાઠો ને જાયા કરે. તીયાબાય આગાળી જાય બોઠો. કોનોબાય આખ ગાઠ આય ગો. કોનાબાય આખે તીયાબાય, ઓહડ વીઈ. બેન ડોહા જાયા કરા. આગળા ડોહા ટોમ્યા પાહે પોલી બોઠી. પારુનારે ડોહે નાકળ ડોહાએ ટોમ્પામા દેદો. પોલી ઉડી ગયો. ડોહાએ ટોમ્પામા વાગ એટલે ડોહો ડૂલી પડ્યો. કોનોબાય અહ્યો.

કોનાબાય તીયાબાયય આખે આંય અહ્યો આમ હાંય રડનો. તીયાબાય આખે માં પાસાડી પાસાડી આવજે. તીયબાય આગાળી ને કોનાબાય પાસાડી. તીયોબાય વાડમાં જાય નીહરી ગો. કોનાબાય ગૂતી ગો એટલે કોનોબાય રોડને લાગો. હૂકે હૂવે હૂકે હૂવે હૂકે હૂવે...ગોવાલેહે ઉનાયો આને ગોવાલેહે સોપીટ્યો. તીયો કોનો સૂટી ગો. તીયાબાય ને કોનાબાય એકટા ઉવા. કોનોબાય આખે તહા આરી દોસ્તી ના રાખતો. દોસ્તી આજથી સૂટી હુઈ ગો.

(માહિતીદાતા : તેરાબેન કનુભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૦, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી)

### અનુવાદ : શિયાળ અને સસલો

એક હતો શિયાળભાઈ ને એક હતા સસલાભાઈ. શિયાળભાઈ સસલાભાઈને કહે, સસલાભાઈ હું

ખૂબ ભૂખ્યો થઈ ગયો છું. એક છોકરી ભડકુ લઈને જતી હતી. તેની આગળ રસ્તામાં જઈને તે બેસી ગયો. શિયાળભાઈ બધું ભડકું ખાઈ ગયો. શિયાળભાઈ કહે સસલાભાઈ, હવે મને હસાવો. ત્યાંથી બે ડોસાઓ જતા હતા. ત્યાં ડોસાના માથા પર હોલી બેઠી. પાછળના ડોસાએ આગળ ચાલતા ડોસાના માથા પર લાકડી મારી. હોલીબાઈ ઉડી ગઈને ડોસાના માથામાં વાગ્યું એટલે ડોસો ઢળી પડ્યો. શિયાળભાઈ ખૂબ હસ્યો.

શિયાળભાઈએ કહ્યું હું રડ્યો હવે હસાવો. શિયાળભાઈને સસલાભાઈ કહે, તું મારી પાછળ પાછળ આવજે. સસલાભાઈ આગળ અને શિયાળભાઈ પાછળ. સસલાભાઈ વાડમાં થઈ નીકળી ગયા. શિયાળભાઈ ફસાઈ ગયો એટલે શિયાળભાઈ રડવા લાગ્યો. હૂકે હૂવે હૂકે હૂવે હૂકે હૂવે...ગોવાળે સાંભળ્યું અને તેને ખૂબ માર્યો. તેથી શિયાળભાઈ છૂટીને નાઠા. હોલીબાઈ અને શિયાળભાઈ ભેગા થયા. શિયાળભાઈ કહે તારી સાથે દોસ્તી નથી રાખવી. દોસ્તી આજથી છૂટી ગઈ.

**કોટવાળી હોળીગીત**

હોલીબાઈ બો કાય બો નાની, લીમજી લોલહારો ટેકરો
હોલીબાય બો કાય બો કૂકડે નાની, લીમજી લોલહારો ટેકરો
જોડે જોડે કૂકડે નાની, લીમજી લોલહારો ટેકરો
હોલીબાય બો કાય બો નારાલ્યે નાની, લીમજી લોલહારો ટેકરો
જોડે જોડે મારાલ્યે નાની, લીમજી લોલહારો ટેકરો

હોલીબાય બો કાય બો ખજર્યે નાની, લીમજી લોલહારો ટેકરો
જોડે જોડે ખજર્યે નાની, લીમજી લોલહારો ટેકરો
બોલીબાય બો કાય બો અડલા નાની, લીમજી લોલહારો ટેકરો
જોડે જોડે અડલા નાની, લીમજી લોલહારો ટેકરો
હોલીબાય બો કાય બો કોપરે નાની, લીમજી લોલહારો ટેકરો
જોડે જોડે કોપરે નાની, લીમજી લોલહારો ટેકરો
હોલીબાય બો કાય બો આમે નાની, લીમજી લોલહારો ટેકરો
જોડે જોડે બો કાય બો આમે નાની, લીમજી લોલહારો ટેકરો
હોલીબાય બો કાય બો ડાન્યા નાની, લીમજી લોલહારો ટેકરો
જોડે જોડે બો કાય બો ડાન્યા નાની, લીમજી લોલહારો ટેકરો
હોલીબાય બો કાય બો મુમરે નાની, લીમજી લોલહારો ટેકરો
જોડે જોડે બો કાય બો મુંમરે નાની, લીમજી લોલહારો ટેકરો
બારે મોયને હોનીબાય આની, લીમજી લોલહારો ટેકરો

(માહિતીદાતા : રમીલાબેન સુમનભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
કાન્તિબેન હીરાભાઈ કોટવાળિયા, ઉંમર : ૪૫, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી

કમળાબેન બાલુભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
સુનાબેન ઈશ્વરભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી)

**અનુવાદ**

હોળીબાઈ પણ શું લાવી, લીમજી લોલારો ટેકરો
હોળીબાઈ પણ મરઘાં લાવી, લીમજી લોલારો ટેકરો
જોડી જોડી મરઘાં લાવી, લીમજી લોલારો ટેકરો
હોળીબાઈ પણ નારિયેળ લાવી, લીમજી લોલારો ટેકરો
જોડી જોડી નારિયેળ લાવી, લીમજી લોલારો ટેકરો
હોળીબાઈ પણ ખજૂર લાવી, લીમજી લોલારો ટેકરો
જોડી જોડી ખજૂર લાવી, લીમજી લોલારો ટેકરો
હોળીબાઈ પણ હારડા લાવી, લીમજી લોલારો ટેકરો
જોડી જોડી હારડા લાવી, લીમજી લોલારો ટેકરો
હોળીબાઈ પણ કાપરું લાવી, લીમજી લોલારો ટેકરો
જોડી જોડી કોપરું લાવી, લીમજી લોલારો ટેકરો
હોળીબાઈ પણ કેરી લાવી, લીમજી લોલારો ટેકરો

જોડી જોડી કેરી લાવી, લીમજી લોલારો ટેકરો
હોળીબાઈ પણ દાળિયા લાવી, લીમજી લોલારો ટેકરો
જોડી જોડી દાળિયા લાવી, લીમજી લોલારો ટેકરો
હોળીબાઈ પણ મમરા લાવી, લીમજી લોલારો ટેકરો
જોડી જોડી મમરા લાવી, લીમજી લોલારો ટેકરો
બાર મહિને હોળીબાઈ આવી, લીમજી લોલારો ટેકરો

**કોટવાળી દેવ ગીત**

દેવલ્યે માયડયે બઠોરા, સુમાન પટલા
જોડે બોકડે માની લેદે યે દેવાલ્યે માયડયે.
જોડે કૂકડે માની લેદે યે કાકી બલ્યે
જોડે નારાલ્યે માની લેદે યે ખૂહમાય માયડયે
યથે જોડીને વચને લેદેરા રતના ભગતે
ઉબી ગાડલી જૂપી દેનીરા સુમાન પટલા
તેજે વચને સૂટાયે એનેરા ગોવાલ ગોડાહા
યથે જોડીને વચને લેદેરા રતના ભગતે

ખર વચન માથે પવન સૂટેરા રતના ભગતે
નાચી કૂદીને સૂટ્યા એનેરે, ગોવાલ ગોડાહા
યા હાથે જોડીને વચને લેદેરા ગોવાળ ગોડાહા
તે જે વચને સૂટ્યા એનેરા ગોવાલ ગોડાહા

(માહિતીદાતા : રમીલાબેન સુમનભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
કાન્તિબેન હીરાભાઈ કોટવાળિયા, ઉંમર : ૪૫, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
કમળાબેન બાલુભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
સુનાબેન ઈશ્વરભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી )

**અનુવાદ**

દેવલી માડીએ બેઠો રે સુમન પટેલ
જોડી બકરા માની લીધાં દેવલી માડીએ
જોડી મરઘાં માની લીધાં કાકાબળીએ
જોડી નારિયેળ માની લીધાં ગુસ્માય માડીએ
હાથજોડી વચન લીધાં રે રતન ભગતે
ઊભી ગાડલી પૂંજી દીધી રે સુમન પટેલ

હાથજોડી વચન લીધાં રે રતન ભગતે
સાચા વચને માથે પવન છૂટે રે રતન ભગતે
નાચી કૂદીને છૂટી આવ્યા રે ગોવાળ ગઢે
હાથજોડીને વચન લીધાં ગોવાળ ગઢે
તે જ વચનો છૂટવા આવ્યા રે ગોવાળ ગઢે

**કોટવાળી લગ્ન ગીત**

પાગી ચાલી એનોરા વેવાહા તા માથે એનોરા
પાલે ટૂટે તે ટૂટેરા વેવાહા હગાય નાં ટૂટે હેરા
પાગે ચાલીને એનીયે વેવાહાણે તા માથે એનીહે
પૂજે પાડા બોડી હે વેવાહણી તા માથે એનીહયે
સાકે પાડા બોઠોરા વેવાહા હારી સાકે પાડજે હેરા
પાલે ટૂટેતે ટૂટે વેવાહા હગાયનાં ટૂટે હેરા
પાગી ચાલી એનોરા વેવાહા તા માથે એનો હોરા
(માહિતીદાતા : રમીલાબેન સુમનભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી

કાન્તિબેન હીરાભાઈ કોટવાળિયા, ઉંમર : ૪૫, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
કમળાબેન બાલુભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
સુનાબેન ઈશ્વરભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી)

**અનુવાદ**

પગે ચાલી આવ્યા રે વેવાય તારે માથે આવ્યા
પાલ્યાં તૂટે તે તૂટે રે વેવાય સગાઈ નહીં તૂટે
પગે ચાલી આવી રે વેવાણ તારે માથે આવી
પાલ્યાં તૂટે તે તૂટે રે વેવાણ સગાઈ નહીં તૂટે
પૂંજ મકવા બેઠી રે વેવાણ સગાઈ નહીં તૂટે
છાક પાડવા બેઠો રે વેવાય સારી છાક પાડજે
પાલ્યાં તૂટે તે તૂટે રે વેવાય સગાઈ નહીં તૂટે
પગે ચાલી આવ્યા રે વેવાય તારે માથે આવ્યા

**કોટવાળી લગ્ન ગીત**

બાયેહે બારવેલીયે માંડવોરા બાયા

માંડવો પાડીને વોરાડ કોદોરા બાયા
માંડવો પાડીને ડોવાળાય હાદજોરા બાયા
ડોવીડો એનોને વોરાડ કોદોરા બાયા
બાયહે બાર તોરણેદે માંડવોરા બાયા
તોરણા બમાહિતાંદીને વોરાડ કોદોરા બાય
માંડવો પાડીને બેનણે નાનેરા બાયા

(માહિતીદાતા : રમીલાબેન સુમનભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
કાન્તિબેન હીરાભાઈ કોટવાળિયા, ઉંમર : ૪૫, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
કમળાબેન બાલુભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
સુનાબેન ઈશ્વરભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી )

**અનુવાદ**

બેનનો બાર થાંભલીનો માંડવો રે ભાઈ
માંડવો રચીને લગ્ન કર્યાં રે ભાઈ
માંડવો રચીને ડોવળું બોલાવજો રે ભાઈ

ડોવળા વાળો આવ્યો ને લગ્ન કર્યાં રે ભાઈ
બેનીનો બાર તોરણનો માંડવો રે ભાઈ
તોરણ બાંધીને લગ્ન કર્યાં રે ભાઈ
માંડવો રચીને બેનીને લાવ્યા રે ભાઈ

**કોટવાળી લગ્નગીત**

બાયા માંડવોયે બેના હુનો હુનો
નોતરો દેતી યે ગીતાર્યે એત્યે નેયે ને
ગીતાર્યે ભોગરા રમીલા માંડવો હુનો હુનો
નોતરો દેતીયે ડોવીડો એત્યે નેયે ને
ડોવીડા વોગર રમીલા માંડવો હુનો હુનો
નોતરો દેતી બેના જે જે એત્યે નેયે ને
જે જે વોગર રમીલા માંડવો હુનો હુનો

(માહિતીદાતા : રમીલાબેન સુમનભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
કાન્તિબેન હીરાભાઈ કોટવાળિયા, ઉંમર : ૪૫, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી
કમળાબેન બાલુભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી

સુનાબેન ઈશ્વરભાઈ કોટવાળિયા, ઉંમર : ૩૨, ગામ : ગડત, તા. વ્યારા, જિ. તાપી )

**અનુવાદ**

ભાઈનો માંડવો રે બેના સુનો સુનો
નોતરું આપતી તો ગીતારીઓ આવતી જ
ગીતારીઓ વગર રમીલાનો માંડવો સુનો સુનો
નોતરું આપતી તો ડોવળાવાળો આવતો જ
ડોવળા વગર રમીલાનો માંડવો સુનો સુનો
નોતરું આપાતી બહેન તો બધા જ આવતા જ
બધા વગર રમીલાનો માંડવો સુનો સુનો

**રંગોનાં નામ**

| કોટવાળી | ગુજરાતી | કોટવાળી | ગુજરાતી |
|---|---|---|---|
| ઉજલો | સફેદ | ફૂર | ભૂરો |
| કાલો | ગળી(કાળો) | જામણે | જાંબુડી |
| લીલવ | લીલો | પીવલ | પીળો |

| | | | |
|---|---|---|---|
| ખાખરીફૂન | કેશરી | રાતો | લાલ |
| કાબર | કાબરો | | |

**સગાઈ -સંબંધના શબ્દો**

| **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આયહી | માં-માતા | આબહો | બાપુ-પિતા |
| કાકો | કાકા | કાકી | કાકી |
| મોટા આબહો | મોટાબાપા | મોટી આયહી | મોટીબા |
| બાયહી | બેન | બાબો | ભાઈ |
| ડોહલો આબો | દાદા | ડોહલા આયા | દાદી |
| ફૂઈહી | ફોય | મામહો | મામા |
| મોટો ડોહલાઆબ | દાદાના બાપા | | |
| મોટી ડોહલાઆયા | દાદાની બા | | |
| મામહો | સસરા | ફૂઈહી | સાસુ |
| જીજહી | માછી | જીજહો | માછા |
| બાયાર | ઘરવાળી (ધત્ની) | | |

| | | | |
|---|---|---|---|
| માટુળો | ઘરવાળો (ધણી) | | |
| જેઠહો | જેઠ | બાય | જેઠાણી |
| મામો | માંનાભાઈ | ફૂઈહી | પિતાની બેન |
| નનદેહે | નણંદ | બાબા | (નણદોઈ) |
| બાળહો | બનેવી | ગોવાલ | દિયર |
| બાય | દેરાણ | બોજાહા | ભાભી |
| મેહો | ઘરવાળીનો મોટોભાઈ | | |
| હાલહો | સાળો (નાનો) | | |
| વોવહે | વહુ | હાળુફાહા | હાળુભાઈ |
| જવાહાં | જમાઈ | વેવહા | વેવાઈ |
| વેવહાણી | વેવાણી | ડિખરો | દિકરો |
| ડિખરી | દિકરી | નીચાક | છોકરો |
| નીચકી | છોકરી | પોહો | પુત્ર |
| પોહી | પુત્રી | જાવનોહો | સાવકો પુત્ર |
| જાવતીહી | સાવકી પુત્રી | રાંડાયની | વિધવા |
| રાંડાયનો | વિધુર | ખંદાયળો | ઘરજમાઈ |

| | | | |
|---|---|---|---|
| પોહનો | માતા-પિતા નથી છોકરો | | |
| પોહની | માતા-પિતા નથી છોકરી | | |
| જાવતો આબોહા | સાવકો બાપ | જાવતી આયહી | સાવકી માઁ |

**સમયવાચક શબ્દો**

| **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| દુંદરે દુંદરે | અંધારે અંધારે | દિહી નિંગી આવત | દિવસ નિકળતાં |
| કુકાળ વાહને | મરઘો બોલતાં | વખારચ | સાંજપોરના |
| વખાત હાઈ ગઈ | સાંજ પડી ગઈ | દિહી બુડીયતે | દિવસ ડુબતાં |
| બીનાળી દુંદરી | દેખાય દેખાય | બીનાળી ઠુચકે | અંધારું-અજ વાળું |
| રાતો આળીગો | રાત્રી પડી ત્યારે | આંદાનું | સવાર |
| મલાયખે | મળસ્કે | હેલખાણીવેલી | ૮ વાગ્યે રાત્રે |
| બપરીય | બપોર | પાછનીવેલી | બપોર પછી |
| વખાતે | પાંચ પછી | હાન્ત | સાંજ |
| અર્ધીરાત | મધરાત | ઉજલ્યે | અજવાળે |
| હાની | આજે | હવાલે | આવતીકાલે |

| | | | |
|---|---|---|---|
| પોરેહી | પરમદિવસ | વરહી | વર્ષ |
| અદવરહી | અડધું વર્ષ | અવતેવરહે | આવતે વર્ષે |
| ગયવરહી | ગયે વર્ષે | | |

**દિશાસૂચક શબ્દો**

| **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઉચે | પૂર્વ | દિહનીંગે | પૂર્વ |
| હેઠા | પશ્ચિમ | દિહી બુડતાં | પશ્ચિમ |
| દિહી ઉગતેવેલ | સૂરજ ઉગતે | દિહી બુડતે | સૂરજ ડૂબતા |
| બપોર | બપોરે | ઊજાયે | હજવાળે |
| બેરે | ઉત્તર | વાંહદેવલે | દક્ષિણ |

**વારનાં નામો**

| **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| રવિવાર | રવિવાર | હમવાર | સોમવાર |
| હયાયરો | મંગળવાર | બુઆયરો | બુધવાર |
| વેયનો | ગુરુવાર | મન્દરયો | શુક્રવાર |

| | |
|---|---|
| વીયારો | શનિવાર |

**મહિનાનાં નામો**

| **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કાતકી દિવાલી | કારતક | જાત્રા (ઉનાઈ) | માગસર |
| પતાંગજો | પોષ | કન્જો | મહા |
| ઓલી | ફાગણ | તાપા | ચૈત્ર |
| વાડલી | વૈશાખ | જેઠ (પાણીઆવતા) | જેઠ |
| નંદુરિયો | અષાઢ | બલવા | શ્રાવણ |
| બાદરવો | ભાદરવો | દિવાલ-દહરો | આસો |

**તહેવારોનાં નામ**

| **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| બીમહા | દિવાસા | બલવો | બળેવ |
| હરાદે | સરાધ | દિવાળી | દિવાળી |
| કાતકી દિવાળી | દેવ દિવાળી | ઓલી | હોળી |
| ઓલીપાંચામ | હોળી રંગપંચમી | | |

**અંકગણતરી**

| **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| એક | એક | બે | બે |
| તીન | ત્રણ | ચાર | ચાર |
| પાંચ | પાંચ | છ | છ |
| હાત | સાત | આંઠ | આઠ |
| નોવ | નવ | દહ | દસ |
| વીહળી | વીસ | એકવીહલી | વીસ |
| બેનવીહલી | ચાલીસ | તીન વીહલી | સાંઠ |
| ચારવીહલી | એંસ | પાંચ વીહલી | સો (પુરા) |
| પાંછળ | પાંચ | ડાયક | દસ |

**ઘરવખરીનાં સાધનો**

| કોટવાળી | ગુજરાતી | કોટવાળી | ગુજરાતી |
|---|---|---|---|
| ગંઠી | ઘંટી | ઉખલ | ખાંડણિયું |

| | | | |
|---|---|---|---|
| મુહલ | સાંબેલું | હુપળ | સુપડું |
| બુહારી | સાવરણી | નોટબુહારી | લોટસાવરણી |
| ટપ્ની | ટોપલી | હીક | શીકું |
| ચાંબાર | પનિયારું | તાવો | તવો (તાવી) |
| ચીપિયો | ચવેથો | ચાટનકુટ | દસ્તો |
| હાંડી | હાંડી | ઠાકણો | ઢાંકણ |
| થાલ | થાળી | થાલ | ઘંટીનું થાળું |
| હાંણહી | સાણસી | પરાયઠ | મોટો થાળો |
| ડોચર | દોણી | | |

**ગૃહઉદ્યોગ (વાંસની બનાવટ)નાં શબ્દો**

| કોટવાળી | ગુજરાતી | કોટવાળી | ગુજરાતી |
|---|---|---|---|
| ટોપન | ટોપલા | હુપળ | સુપડું |
| છાબલ | છાબડી | છીબન | ટોપલી |
| હંડી | નાની ટોપલી | કુરકુની | નાની ટોપલી |
| હુપની | નાની સુપડી | મોટી પથારી | પાલું |

| | | | |
|---|---|---|---|
| પથારી | નાનું પાલું | | – |
| તરહાટ | ગાલ્લીનું તરારચુ | મુહક | – |
| ડાંકણ | – | જેલ | – |
| બાર | – | ચાંપો | – |
| ખમીરટો | ભીંતનો ખપેટો | ગુગરો | ઘુઘરો |
| વેણો | પંખો (વેણો) | કન્ડો | કરંડિયો |
| પાંજર | – | જાન્ની | – |
| ગુંગજ | – | ગંગળ | ઘુંઘડું |
| ગોળવ | ગોળવું (બળદનું) | માંડલી | – |
| ટોપી | માથે પહેરવાની ટોપી કોઠો | – | |
| પાંજર (નાનું) | – | પાંજરુ(મોટું) | – |
| દંદડી | ધનુષ (કામઠી) | ડોચન | તીર |
| આઠવો | ટોપલી | | |

**પશુપક્ષીઓનાં નામો**

| **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| હોની | હોલી | ગાંજળ | લાવરી |
| કલળીચાળ | - | કોયન | કોયલ |
| કાકીયળ | - | ઠેચાયળ | - |
| પીચલો | - | બોરફાકાયળો | - |
| ચૂરકલ | - | ટચકિયાળો | - |
| ઠીંગલો | - | બગો | બગલો |
| બગની | બગલી | કુકમર | - |
| વાગલ | વાગોળું | નોવાર | - |
| ઠેલ | ઢેલ | ઠીકીલ | - |
| ખલ્ય | જળકુકડી | તીતેર | તેતર |
| કારબગ | - | ફીતફોળ | - |
| હહાંચીળ | - | વેહર | - |
| ખાલ્ટી | - | કાબર | કાબર |
| હુગર | સુગરી | પોપાટ | પોપટ |
| હાકર | ચકલી | જંગલી કુકળી | જંગલી મરઘી |
| ફેણ્હાયો | - | કુળો | - |

| | | | |
|---|---|---|---|
| કબૂતર | - | કુકળી | મરઘી |
| કુકાળ | મરઘો | તીવળ | લક્કડખોદ |
| બુટી | ખિસકોલી | નલ્ય | નોળિયો |
| મોવાડ | (વનોરું) | વલાણ | - |
| ઉદ | જળબિલાડી | બોડ | - |
| હાબર | સાબર | ફોકળ | ફોકડી |
| ચીચલ | - | હાલ | - |
| ગોરફળ | ગાય | ચાંદરી ગોરફળ | - |

**માછલીનાં વિશિષ્ટ નામો**

| **કોટવાળી** | **ગુજરાતી** | **કોટવાળી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ડકળ | - | કાતર | - |
| ખંહત | - | હંહલ | - |
| હીમડ | - | મલ્ય | - |
| કુન | - | ટેબર | - |
| **ખુગરે** | - | **કાંહખ** | - |

| | | | |
|---|---|---|---|
| ગગન | - | ચીચ્છ | - |
| ચાટી (ડેડવાણી) - | ચૂરી | - | |
| ઉપારડોલ્ય | - | ગોળ | - |
| બંગડ | - | ખુટટ | - |
| વાદી | - | નીવલ | - |
| નાહર | - | ડોકચ | - |
| મોરવ | - | ચાવર | - |
| ગોરહીંગ | - | બોદીહીંમડી | હીંમડી(બોળી) |
| કાછાબ | કાચબો | કુન્ન | કરચલો |

**સંદર્ભ**

૧. ગુજરાત વિશ્વકોશ : ખંડ-૧, સંપાદક :ધીરુભાઈ ઠાકર, પ્રકાશન : ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ અમદાવાદ, આવૃત્તિઃ પ્રથમ ૧૯૮૯, બીજી ૨૦૦૧, પૃ. ૯૭૮

૨. ગુજરાતના આદિવાસીઓનો સામાજિક આર્થિક અભ્યાસ અને તેમને માટેનું આયોજન, ડૉ. ઠાકોરભાઈ નાયક, ચંદ્રકાન્ત ઉપાધ્યાય, દિલીપ પરમાર, પ્રકાશન : ગુજરાત વિદ્યાપીઠ મંડળ અમદાવાદ, પ્રથમ આવૃત્તિ : ફેબ્રુઆરી,૧૯૯૨, પૃ. ૨૮






૩. માનવશાસ્ત્ર , હર્ષિદા દવે, પ્રકાશન : યુનિવર્સિટી ગ્રંથનિમાર્ણ બોર્ડ, ગુજરાત રાજ્ય અમદાવાદ, આવૃત્તિ : પ્રથમ ૨૦૦૫, પૃ. ૯૨૦-૨૧

- જિતેન્દ્ર વસાવા, મનોજ ચૌધરી






## સંગીત વાદ્ય અને નાટ્યવેશો

કોટવાળીયા સમાજ સંગીત-ગીત નાચણું જાતે તૈયાર કરે છે. બહેનો સગાઈના ગીતો, લગ્નગીતો, હોળીના ગીતો, દેવનાગીતો, મહેલુલાના ગીતો, વર્ષાનાગીતો, વાર તહેવારના ગીતો ગાતી હોય છે.

ગીતોની રચના બહેનો કરે  છે અને તે પોતાની બોલી ભાષામાં જ ગવાય છે. બહેનો ખુદ રાગ-તાલ બેસાડીને ગાય તેથી તેમને કવિયત્રીઓ કે ગાયીકાઓ કહેવામાં આવે છે. જે લેખિત સ્વરૂપે નથી પણ મૌખિક હોય છે. જેમાં કરુણગીતો, જુસ્સાના ગીતો, વિવેક ગીતો, દેવગીતો ને જતન મળે એવા કટાક્ષ ગીતો છે.

**સંગીત :**

કોટવાળીયા સમાજમાં સંગીતનું મહત્ત્વ ઘણું છે. દોબકું, દેવદોબડી, ટારપી, ટારપું, પાવો તરહુલી, ટીગરી, ઘાંગલી આ બધા જે છે તે કુંકણી વાદ્ય છે. એ વાદ્ય બનાવવામાં માટે દરેક ગામમાં કોઈને કોઈ જાતે બનાવે અને જાતે વગાડે એવા કારીગરો ઉપલબ્ધ હોય છે. જયારે સંગીત, વાજિંત્રની જરૂર પડે ત્યારે તે આનંદભેર પોતાની ફરજ સમજીને વગાડવા જાય છે. વાજિંત્ર વગાડે છે ત્યારે રાતની રાત અને દિવસનો દિવસ નીકળી જાય પણ વગાડનાર થાકતો નથી. વાજિંત્ર વગાડનાર વગાડીને  પોતાની ફરજ અને ગૌરવ માને છે. મોટું દોબકું તો ખાસ લગ્ન પ્રસંગે જ વગાડે છે. દોબડામાં ૧૭  પ્રકારના અદભૂત ચાળા વગાડે છે. જે પોતપોતાની બોલી ભાષામાં નાચનારા લોકો સમજીને તે પ્રમાણે નાચે છે.

દોબડું બનાવવા માટે વાંસની મોટી ટોકરી છ ફૂટની બનાવેલી લાવવી પડે. તેના ઉપરની બાજું દૂધીનું તુંબડું લગાવી કેટી મીણથી સાંધી દેવામાં આવે છે. નીચેની તરફ ગાય-ભેંસના શિંગડાનો ટુકડો કરી સાથે મીણથી લગાવેલો હોય અને પછી શિંગડાની ભુંગળા સાથે તાડની તાડપતરી ની પતરા વીંટી-વીટીં ને માઈક જેવું બનાવી દેવામાં આવે છે. આ સાધન સામગ્રી માટે નજીકના જંગલમાંથી બધી વસ્તુ મળી રહે છે. પ્રકૃતિને ખોળેથી મેળવીને પ્રકૃતિને ગોદમાં વગાડીને નાચવાની પ્રક્રિયા કરે છે. કેટીમીણ નળી-શિંગડું જોડે છે. નળીને દૂધી જોડી દોરીથી બાંધવામાં આવે છે. ફૂંકવા માટે એક રેબુ બનાવી તેમાં વાંસની ચીપી મુકવામાં આવે છે. છ ફૂટની ટોકરાને રંગીન છ કાંણા પાડવામાં આવે છે. જેમા સા,રી,ગ,મ પ,ધ,ની રાગ કાઢવામાં આવે છે. દૂધીના તૂંબડા સાથે શોભા માટે ઉડી ગયેલ બબ્લ ચોટાડે છે.

આ દોબડું બનાવવા માટે આસપાસમાંથી ઉપલબ્ધ જરૂરિયાત મુજબની વસ્તુ મેળવી લેવાતી હોય છે. આ દોબડું બનાવાની કળા અને વગાડવાની કળા એક બીજાનું જોઈ જોઈને શીખવામાં આવે છે. આ પરંપરા વર્ષોથી ચાલી આવી છે અને શૂરતાલ તેઓને પોતીકા લાગે છે.

**પાવો :**

આ વાદ્ય લગ્નપ્રસંગ કે દેવની પૂજાના સમયે વગાડવામાં આવે છે. આ વાદ્યને મેળાઓમાં વગાડીને નૃત્ય કરતાં જોવા મળે છે. સ્ત્રી-પુરૂષો અને યુવાન છોકરા-છોકરી નાચતા કૂદતા અલગ અલગ ચાળાથી

નાચે છે. લગ્ન પ્રસંગે રાત-દિવસ આ નૃત્ય ચાલતુ હોય છે. નાચતા જઈને ગીતો ગાવાની મજા માને છે.

**બનાવટ :**

પાવો એ આદિવાસીઓનું સંગીતનું વાદ્ય છે. પાવો દરેક આદિવાસીઓમાં અલગ-અલગ રીતે બનાવતા હોય છે. કોટવાળિયા સમાજમાં વપરાતો પાવો લાંબો હોય છે. જે પોલાણવાળા વાંસના ૧ મીટર જેટલા ટુંકડાનો ઉપયોગ કરેલ હોય છે. તેની બન્ને બાજુએ ચાર-ચાર છિદ્રો હોય છે. તેમજ વચ્ચે બે છિદ્ર પાડીને તેના ઉપર વાંસની પટ્ટી ગોઠવેલી હોય છે. જે પટ્ટીમાં એક છિદ્રો પાડેલું હોય છે. આ પટ્ટીને મીણ લગાવેલ હોય છે. પાડેલા છિદ્ર પર ફૂક મારવાથી પાવો વગાડી શકાય છે. આ પાવાનો ઉપયોગ કોટવાળિયા નીંદવા, ઢોર ચરાવવા જતા, ખેતર સાચવતા તેમજ નવરાશના સમયે અને લોકોઉત્સવ વખતે વગાડાય છે.

**ઘાંઘળી :**

ઘાંઘળી તંતુ વાધ્ય છે. પાતળા વાંસના બે થી ત્રણ ફૂટ જેટલા ટુકડાને એક છેડે દુધીનું નાનું તુમડું બાંધે છે. વાંસના બન્ને છેડે વાંસનીજ ખીંટી રોપી જેને તાર બાંધવામાં આવે છે. એક ખીંટી વચ્ચે રોપવામાં આવે છે જે તારને વાંસથી ઉપર રાખે છે. આમ ઘાંઘળી તૈયાર થાય છે. જેને બન્ને હાથમાં લઈને બન્ને હાથની આંગળીઓ દ્વારા વગાડે છે. કોઈ સમયે તેની સાથે ગીત પણ ગાવામાં આવે છે.

કેહલાહે વાઈડેમાં વાંહલી વાજે મારૂ ભાયા
આપળે ડોવળોને વાંહલી વાજે મારૂ ભાયા

કેહલાહે વાઈડમાં વાંહલી ઉનાજેવા ભાયા
બોરીઠા ગામમાં વિચાર કરે મારૂ ભાયા
કેહલાહે વાઇડામેં નાચેગા જાહું મારા ભાયા
આપણે તેથેકા નાચણે જાહું મારા ભાયા
નાંચતા નાંચતા કાં થાકી ગયે મારૂ ભાયા
કેહલાહે વાઈડમાં ચોતેલી વાજે મારૂ ભાયા
કેહલાહે વાઈડમાં બેંટે વાજે મારૂ ભાયા
આપળે તીછેને વાંહલી વાજે મારૂ ભાયા
કેહલાહે વાઈડમે ઘાંગલો વજળાવુ ભાયા
નાચણે જાહું કાં બોરીઠા ગામમેં મારૂ ભાયા
આપળે ડોવળો કે વાંહલી વજાળુરા ભાયા
(ઘાંઘળી વાધ્યના કલાકાર વિપીનભાઇ જેઠીયાભાઇ ચૌધરી જે બોરીઠા ગામ, માંડવી તાલુકો અને સુરત જિલ્લાના વતની છે. જે આ ઘાંઘળી વાધ્ય ૨૫ વર્ષથી વગાડે છે. )

**નૃત્ય(નાચણું) :**

નાચણાની કળા જે ખરેખર અદભૂત છે જે નાચવાની કળા છે તેને ચાળા કહેવામાં આવે છે. કોટવાળીયા

સમાજમાં નાચવાના ૨૨ ચાળા છે. જે દોબડુંમાં વાગે તેમ તેમ ચાળા સમજીને નાચે છે. આખી રાત કે દિવસ નાચણું લોકો નાચે છે. નાચણું નાચવા માટે ભાઈઓ-બહેનો સાથે જ હાથમાં હાથ મિલાવીને ગીતો ગાતા જઈને નાચે છે. જે તાલને અનુરૂપ હોય છે. સતત નાચવાથી પણ લોકો થાકી જતા નથી શિયાળો, ઉનાળો, ચોમાસામાં પણ નાચે છે. લગ્ન સમયે પોતાના સમાજનો પહેરવેશ પહેરે છે. બહેનો પોતાના ઘરેણાં પણ સમાજને અનુરૂપ હોય એવાં જ પહેરે છે.

**ડોવળું :**

ડોવળા નૃત્ય સાંજના સમયે કે અન્ય આનંદના પ્રસંગે ગમે ત્યારે થાય છે. લગ્ન, દેવની પૂજા કે મેળાઓમાં આ નૃત્ય અચૂક જોવા મળે છે. સ્ત્રી-પુરૂષો એકબીજાના હાથમાં હાથ નાંખીને એક કરતાં વધારે હારબંધ જુદા જુદા ચાળાઓ કાઢીને નાચતાં હોય છે. લગ્ન પ્રસંગે આખો દિવસ અને રાત આ નૃત્ય અવિરત ચાલે છે. નાચણાની સાથે ગીતો ગાવાની પરંપરામાં ડોવળું વગાડનારને સૂર ચઢે એ રીતે ગીતો ગાવામાં આવે છે.

**બનાવટ :**

ડોવળુ વાદ્ય વાંસ, દૂધી, તાડના પાન અને મીણ દ્વારા બનાવવામાં આવે છે. ત્રણથી ચાર ફૂટ લાંબો પોલાણવાળો વાંસ લેવામાં આવે છે તેને ઉપરના ભાગે પાંચ છિદ્રો પાડવામાં આવે છે. વાંસની નીચેના ભાગે બે ફૂટ જેટલી લાંબી દૂધી પોલાણ કરીને મીણથી વાંસને જોડવામાં આવે છે. એક બાજુના ખુલ્લા ભાગને તાડના પાન લાંબુ ગોળાકાર ભૂંગળુ તૈયાર થાય તેમ બે ફૂટ જેટલા લાંબા વિંટવામાં આવે છે. વાંસની ઉપરના ભાગે બે થી

અઢી ફૂટ જેટલી લાંબી પોલાણવાળી દૂધી મીણથી વાંસ સાથે જોડવામાં આવે છે. આ દૂધી ઉપર ડોવળાના શણગાર માટે મોરના પીંછા લગાવવામાં આવે છે. વાંસના ઉપરના ભાગે જયાં દૂધી અને વાંસને જોડવામાં આવે ત્યાંજ દૂધીની એક નાની પીપ મુકવામાં આવે છે. ડોવળુ વગાડનાર આ પીપીથી ડોવળામાં ફૂંક મારીને હવા ભરે છે. વાંસ પર પાડેલ છિદ્રોથી અલગ અલગ સૂરો કાઢે છે. લાંબો વાંસ અને બંન્ને બાજુ લાંબી દૂધી અને તાડના પાનના ભૂંગળાના પરિણામે વગાડનારને ડોવળામાં ખૂબ હવા ભરવી પડે છે. જેથી તેમાંથી ઉદ્ભવતુ સંગીત પણ ખૂબ જ રમણીય હોય છે. ગામીત અને કોટવાળીયા જાતિના લોકો ડોવળાની નીચે પાડાનું શિંગડુ અને ઉપરના ભાગે મોરના પીંછાની જગ્યાએ બંધ બલ્બથી શણગારવામાં આવે છે.

ડોવળુંને યુવા હૈયાઓ સાંભળતા જ ઝુમી ઉઠે છે. થાકના આભાસને ક્ષણમાં ફૂલ જેવા હળવા બનાવી દે છે. મન સુરની દિશા તરફ પગને ઉપાડવા મજબુર કરે છે. જાણે જાદુ અને જાદુગર કરતાં વધારે તો મન ભાવક સુરાવલીનો ખજાનો, ખજાનામાં પ્રિયતમાને મનાવવાના ચાળા, ગાયોને ચરાવવાના ચાળા, વ્યંગ કટાક્ષ શ્લેષમાં કહેવાની આવડત, મશ્કરી કરવાની ટેવ, આનંદનાં ગીતો ગાવાની રીત કે ખાનગી વાતનો મર્મ સૂરમાં વ્યક્ત થાય છે. લગ્ન કે આનંદના પ્રસંગે ડોવળું વગાડવામાં આવે જેને તાલે આખી રાત નાચણું ચાલે છે.

**ડોવળું વધાવવાનો ચાળો :**

આદિવાસીઓં કોઈપણ વસ્તુને કંકુ, ચોખાથી વધાવે છે. ડોવળાવાળાને નોતરું આપ્યું હોય તે પ્રમાણે આવે છે.(નોતરામાં કંકુ લઈને એક વ્યક્તિ જે તે ડોવળાવાળાને ઘરે જતો હોય છે, ત્યાં ઘરના બારણામાં કંકુ ચોખા નાંખી લગ્નનો દિવસ અને કોના લગ્ન તે કહી આમંત્રણ આપવામાં આવે છે. ડોવળુ જ્યારે વગાડવા આવે ત્યારે પણ તેમને વધાવવામાં આવે છે. અને એ સમયે વગાડવાવાળા જે વગાડે તેને વધાવવાનો ચાળો કહે છે.

આપળે ડોવળું હરખ વાગ્જા કરેને, પાત્તી ઓરી નાચ્ચેને, પાટવે ઠોકીને ઉડાળી નાખહુંને, ડોહની પોહીને હેદજા કરજે,ગોવાલી પોહીણે ટાન્ચોં હિંડલીને નાચાળી દ્યુંને,મારે ડોવળે નાચ્ચને આપળે ડોવળં હુતારં વાગ્જા કરેને,નાડી પોહી હેદજા કરેને,હિહામણં દારવં ગચાટી આપજેને, કાયની આપ્ચં નાહી જાતાને, વરહા વરહી આવણે હોવાને એવી અબદા પાળે ને...

ડોવળું અને નાચણું ન હોય તો લગ્નની કલ્પના આખી રાત જુદા જુદા સુરમાં વગાડનાર પોતાની લાગણી વ્યક્ત કરે છે જે સવાર સુધી ચાલે છે. તેમાં વગાડનાર ''તમારા નોતરા પ્રમાણે અમે આવી ગયા છીએ અમને સારી રીતે વધાવી સવા પાંચ રૂપિયા આપી દેજો. અમારા માટે બકરા, શીશામાં ભરેલ દારુ તાડી જે હોય તે અમને આપી દેજો. દાલ કોદરી ખવડાવી દેજો. અમે તમારા પ્રસંગને શોભાવીશું.''

આપણું ડોવળું સરસ વાગ્યા કરે, પેલે બાજુ નાચ્યા કરજે નહીતો લાત મારી પેલી બાજું ફેંકી દઈશું,

શીશીમાનો દારુ હલાવી આપજે અને નાડી પોહીં નાચ્યા કરે. ન આપે તો જતા રહીશું એવી ધમકી પણ હોય છે. આ પરથી ડોવળાવાળાનું કેટલું મહત્વ હોય તેનો અંદાજ મેળવી શકાય છે.

આખી રાત વાજિંત્ર વાગતું હોય, વગાડવાળો જેવા ચાળા વગાડે તેને અનુરૂપ સુર ચઢાવવા માટે વગાડવાળાને ઉશ્કેરવામાં આવે અને જુદા જુદા મેંણા ટોંણા મારવામાં આવે છે. કિકિયારી પાડવામાં આવે. તેને કિરકારે કહેવામાં આવે છે.

જેમા...

ખાટી તાડીને ખાટલા તલે મીઠી તાળી માટલામાં છો....વીચ કીર.....કી.

આંબલીની ટોચ પર ચીડી (પક્ષી) ને આવતો જમાય મારતી ચીડી છો....વીચ કીર....કી

બગનો મરઘો બોલ્ય અને છોકરીએ કાછડો પહેર્યો રો...છો...વીચ કીર.......કી.

વાજ રે વાજવાલી ને ડોવીળો કાદવાલો છો....વીચ કીર....કી

પટેલના બારણામાં ચિનારુ પટેલને કરયં શિનાલં....છો....વીચ કીર...કી

**તૂર :**

કોટવાળિયા આદિવાસીઓમાં તૂરનૃત્ય પ્રચલીત છે. કહેવાય છે કે પ્રાચીન કાળમાં આ 'ભોપીલા' જ પરિવર્તન પામતાં 'તૂર' જેવા વાદ્યમાં પરિણમ્યા કારણ કે 'તૂર'ની બનાવટ પણ કંઈક આ જ પ્રકારની જોવા મળે છે. ગારા માટીને ઘાટ આપી પકવવામાં આવેલ નળાકારને 'કાંઠો' કહેવામાં આવે છે. આ કાંઠાની એક

બાજુનો  વ્યાસ આશરે સવા ફૂટ જેટલો અને બીજી બાજુનો વ્યાસ એકાદ ફૂટ જેટલો હોય છે. આ કાંઠા પર બંને બાજુ એ ચામડું ચઢાવી ચામડાનીજ દોરીથી ત્રીસ બત્રીસ કાણાઓ દ્વારા કઠણ બાંધવામાં આવ્યું હોય. આવી રીતે ચર્મવાદ્ય 'તૂર' તૈયાર થયું હોય છે. જયારે તૂર વગાડવાનું હોય ત્યારે સુરાવલીઓ સરસ રીતે રેલાય તેમજ અવાજ કડક થાય તે માટે ચામડાનાં મધ્ય ભાગે 'ભેણ' લગાડવામાં આવે છે. આ ભેંણ એટલે ડાંગરની પૂળી સળગાવીને તેમાં રાંધેલા ભાતનું મિશ્રણ કરી બનાવવામાં આવેલ ચીકાસવાળો પદાર્થ. તૂરની સાથે લગભગ પોણા ફુટનો વ્યાસ ધરાવતી કાંસાની થાળી ઉપર લગભગ એટલી જ લંબાઈ ધરાવતી લાકડી પીટીને વગાડવામાં આવે છે.

તૂરવાદ્ય હંમેશા થાળીના સથવારે જ કરવામાં આવતું હોય છે. આની પાછળ એવી પણ એક માન્યતા પ્રવર્તે છે કે 'તૂર' એટલે 'દેવ'નું અને 'થાળી' એટલે 'દેવી'ની. તૂરવાદન શુભ અને અશુભ બંને પ્રસંગે થતું હોય છે. ફેર એટલો કે શુભ પ્રસંગે વગાડવામાં આવતા અને અશુભ પ્રસંગે વગાડવામાં આવતા ચાળા (ચાળા એટલે તૂર વગાડવાની વિશિષ્ટ પધ્ધતિ) અલગ અલગ હોય છે. ઉપરાંત શુભ પ્રસંગે વગાડવામાં આવતા ચાળા સાથે વિવિધ પ્રકારના ચાળાને અનુરૂપ નાચણું પણ હોય અને શુભ પ્રસંગોએ વગાડવામાં આવતા ચાળા વખતે નૃત્ય હોતું નથી જેવી રીતે નૃત્યકારોએ નાચવું હોય એ ચાળાને અનુરૂપ 'લ્હેરયું' ગવાય અને એ રીતે વાદકોએ વગાડવું પડે. નહીંતર નૃત્યકારો 'નાંઈ...' 'નાંઈ...' બોલી ઈન્કાર કરે. યોગ્ય ચાળો વાગતાં જ નાચનારાઓ ઝૂમી ઉઠે અને નૃત્યનો ધમધમાટ થાય. ધાર્મિક વિધિવિધાન ટાણે જે દેવનો ચાળો વગાડવામાં આવે છે ત્યારે નૃત્ય નહીં પણ એમાં દેવોને રીઝવવાનો ભાવમાત્ર હોય છે. અશુભ પ્રસંગે એટલે કે કોઈનું અવસાન થયું હોય

ત્યારે જે ચાળાઓ વગાડવામાં આવે એના થકી સાંભળનારાઓમાં  સંવેદના પેદા થતી હોય છે. વળી જુના સમયથી ચાલી આવતી આ પદ્ધતિમાં સંદેશા વ્યવહારનાં ટાંચા સાધનોની ખોટ પુરાતી હોય છે. જેમકે કોઈનું અવસાન થતાં વગાડવામાં આવતો ચાળો વાગતાં ગામના કે આસપાસના લોકોને ખબર પડી જાય કે કયાંક અશુભ પ્રસંગ ઉપસ્થિત થયો છે. શબને લઈને જે કંઈ ક્રિયાઓ  કરવામાં આવતી હોય તે પ્રમાણેના અલગ અલગ ચાળા વાગતા હોય તે ઉપરથી આસપાસનાં સાંભળનારાઓને ખ્યાલ આવી જાય કે હવે શબને સ્મશાને લઈ જવા માટે ઘરની બહાર આંગણે લાવી વિધીઓ કરવામાં આવી રહી છે. સ્મશાન તરફનું પ્રયાણ થઈ રહ્યું છે. સ્મશાને પહોંચી ગયા પછી પણ તે પ્રમાણેનો ચાળો વાગતો હોય. આમ અગાઉ તો આ તૂરવાદન જ આસપાસ સંદેશો પહોંચાડવાનું કામ કરતું એમ કહેવાય તો ખોટું નથી. મરણ પછીના ક્રીયાકર્મ ‘દહાડા’ વખતે પણ તૂરના વિવિધ ચાળા વાગતા હોય અને તૂરીયાના ચાળા પ્રમાણે વિધીઓ આગળ ધપતી હોય છે. કેટલીક વિધિઓમાં તૂરીયા જ મુખ્ય વ્યકિત તરીકે હોય. જોકે સમયના વ્હેણ સાથે બદલાવ જોવા મળે છે.

લગ્ન જેવા સમયે તૂરીયા આવી જાય એટલે બહેનો દ્વારા પધ્ધતીસરનું એમનું સ્વાગત કરવામાં આવે છે. નાની-મોટી દરેક વિધીઓ સમયે તૂરવાદન અચૂક હોય જ અને એના થકીજ વિધી કરનાર બહેનોમાં અનેરો ઉત્સાહ સંચારિત થતો હોય છે. લગ્ન ટાણે પીઠી લગાવવાના દિવસથી જ તૂરનો નાદ સંભળાતો હોય પરંતુ માંડવાના દિવસે એટલે કે લગ્નના આગલા  દિવસે રાત્રે તૂરનૃત્યની અનેરી રંગત જામે છે. સંપન્ન પરિવાર હોય અને જો બે કે વધુ તૂરીયાઓ ભેગા થયા હોય ત્યારે રીતસર તૂરીયાઓમાં સ્પર્ધા જામે એનો આનંદ

નૃત્યકારો ભરપૂર માણે. તૂરીયાઓને મનાવવા નૃત્યકારો એમના વાદનને ના પસંદ કરી જમીન ઉપર બેસી જાય અને તૂરીયા વિવિધ ચાળા વગાડી નૃત્યકારોને મનપસંદ ચાળા સાથે નાચવા જાણે કે રીતસર મનાવતા હોય ત્યારે અનોખો માહોલ સર્જાય છે. પાંચ, દસ, કે પચ્ચીસ જેટલા નૃત્યાકારો એકત્ર થયા હોય એ દરેક એક બીજાની કમરમાં હાથ નાખીને જોડી બાંધીને વિવિધ ચાળા સાથે વિશિષ્ઠ શૈલી પ્રમાણે નાચતા હોય છે. તૂર નૃત્યમાં ભાઈઓ બહેનો ભેગા જોડી બાંધીને નાચતા જેના માટે 'ઝાવડો બાંધીને નાચુંનાં' એમ કહેવાતું હવે સમયના બદલાવ સાથે દક્ષિણ ગુજરાતના છેવાડાના અને મહારાષ્ટ્રનાં દહાણુ જિલ્લાના કેટલાક અપવાદો બાદ કરતાં આ નૃત્યમાં બધા ભાઈઓજ નૃત્ય કરતા હોવાનું જણાય છે.

આમ તૂરવાદન શુભ-અશુભ બન્ને પ્રસંગોએ વગાડવામાં આવે છે. બન્ને પ્રસંગોના ચાળા અલગ-અલગ હોય છે અને શુભપ્રસંગોએ નૃત્ય સાથે લ્હેરીયાનું ગાન પણ થતું હોય છે વિવિધ લ્હેરીયામાં આદિવાસી જીવન સાથે વણાયેલી બાબતો, આનંદ ઉલ્લાસ, ટીખળભાવ, સમાજોત્થાનનો ભાવ વગેરે જોવા મળે છે.

જેમ બાર ગામે બોલી બદલાય તે પ્રમાણે વિસ્તાર-વિસ્તાર પ્રમાણે તૂરનૃત્યના ચાળાઓમાં ફેરફાર હોય શકે. અમુક વિસ્તારમાં અમુક લ્હેરીયાં જોવા મળતાં હોય તે અમુક વિસ્તારમાં ન પણ હોય ઉપરાંત લ્હેરીયામાં કેટલાક શબ્દોમાં કે કેટલીક વાક્યરચનાઓમાં પણ ફેરફાર હોય શકે છે.

**તૂરનૃત્યના ચાળા આ પ્રમાણે ઓળખાય છે.**

ચાલ્તો ચાળો

ગાંણ ગંહાટ્યો

| | |
|---|---|
| નાહતો ચાળો | દુલ્ભો બ્હેરો |
| કુદાણ્યો ચાળો | ઉટ્ટ બેટા ઘેર ચાલ |
| બે ડગાલ્યો ચાળો | પટેલ જોવડો તોવડો રા |
| તીન ડગાલ્યો ચાળો | કોપોર કાચલી |
| પાંચ ડગાલ્યો ચાળો | ભાવાડાયો ચાળો |
| બઠો ચાળો | ભગાતાયો ચાળો |
| પટેલાયે આંગણે વાંકો તાડ | મોર ચાળો |
| ધનજી ખંધાડ | નંદી ખૂંટી |
| અધ્ધો હંહલો | ફૂટકી રોટલી ને પંદાર વાલ |

જુદાં-જુદાં વિસ્તારોમાં અલગ અલગ લહેરીયાં પણ જોવા મળી શકે છે. લહેરીયાં ગવાતાં હોય તે પ્રમાણે નૃત્યની તૂરવાદનની પદ્ધતિઓ હોય છે.

કોટવાળિયા આદિવાસીઓ પ્રકૃતિ સાથે જોડાયેલો સમુદાય છે, તેથી જ ઉપરોક્ત લહેરીયામાં આંબાવાડીમાં રાત રહેવાની વાત સાથે પાકી કેરી પડવાથી ઊંઘમાંથી જાગવાની વાત સાથો સાથ ટીખળભાવ સમાયેલો જોવા મળે છે. આ જ ટીખળભાવ નૃત્યકારોના પગમાં અનેરો ઉત્સાહ સંચારિત કરી દેતો હોય છે.

તૂરીયા લગ્ન પ્રસંગે આવ્યા હોય ત્યારે આખો પ્રસંગ પતે પછી જ ઘરે જવાની શરત આ લ્હેરીયામાં

મુકાઈ છે. સાથેજ લ્હેરીયાં ગાનાર 'કવ્યો' પોતાના વિશે પણ જણાવી જ દે છે કે પોતે પણ પ્રસંગ પત્યા પછી જ ઘરે જવાનું છે.

તૂરનૃત્યમાં પારંગત કલાકારો જ આ નૃત્યને માણી શકે છે. જે ચાળો વાગતો હોય તે પ્રમાણેની નૃત્યશૈલી ને કલાકારો જ યોગ્ય ન્યાય આપી શકે તે જ રીતે જો તૂર-થાળીના વાદકો જો અધૂરા હોય તો નૃત્યકારો ને મજા આવતી નથી તૂર ઉપર થાપ પડતાં જ કલાકારો ના પગ ઊંચકાવા માંડે, તેમ અનુભવી વાદકો જ કરી શકે.

## મૌખિક સાહિત્ય

### દેવનું ગીત

કાઠી બોલ્યા હા વચને લીધેલા
કાઠી બોલ્યા હા વચને લીધેલા
હાથે જોડી વચને લીધેલા રતને ભગતે
હાથે જોડી વચને લીધેલા રતને ભગતે
જોડે કુકડે માની લીધેલા કાઠી બોલ્યા હા (૨)
રતને ભગતે વચને લીધેલા ગૃહમાયમાડી
જોડે બુકડે માની લીધેલા રતને ભગતે (૨)
જોડે નાળિયેર માની લીધેલા ગૃહમાયાડી(૨)
તેજે વચને છુટાયેલ એ દેહલે માડી (૨)
ઊભી ગાડીલી ઝુપી દેનીએ દેવલી માડી (૨)

ભાવાર્થઃ દેવસ્થાનકે માનતા લીધી હોય અને તે કામ જો સફળ થાય ત્યારે માનતા પૂર્ણ કરવામાં આવે છે. જે માનતા લીધી ત્યારથી લઈને પૂર્ણ કરવા સુધીની વાત આ ગીતમાં કરવામાં આવે છે. અને આ ગીત માનતા પૂર્ણ કરવા જાય તે સમયે દેવસ્થાનકે ગાવામાં આવે છે.

**હોળીનું ગીત**

ઓલીબાઈ કાંય બોલેની લીમેજી બોલેરો ઠાકર (૨)
જોંડે જોંડે બોકડે બેની બોલેંડે લેની લીમેજી બોલેરો ઠાકર (૨)
ઓલીબાઈ કાંય બોલેની લીમેજી બોલેરો ઠાકર (૨)
જોંડે જોંડે ખજરે લેની લીમેજી બોલેરો ઠાકર (૨)
ઓલીબાઈ કાંય બોલેની લીમેજી બોલેરો ઠાકર(૨)
જોંડે જોંડે આડલા લેની લીમેજી બોલેરો ઠાકર (૨)
ઓલીબાઈ કાંય બોલેની લીમેજી બોલારા ઠાકરા (૨)
જોંડે જોંડે વાંટલેની લીમેજી બોલારા ઠાકરા (૨)

ભાવાર્થઃ હોળી પહેલા પંદર દિવસથી ગીતો ગાઈને નાચવામાં આવે છે તે સમયે આવા પ્રકારના ગીતો ગાવામાં આવે છે.

**રોપણીનું ગીત**

કહળી રોપાણ રોપેલી હેરે આપે રે બાયારા(૨)
બટાકા રોપાણ રોપેણ હેરે આપે રે બાયારા (૨)

કહળી રોપાણ રોપે હેરે આપે રે બાયારા (૨)
વેગાહા રોપાણ રોપે હે રે આપે રે બાયારા(૨)
જહડે વેંગે કાલે કંટોરો કોતે કાલોહા આપે રે બાયારા (૨)
કહળી રોપાણ રોપે હેરે આપે રે બાયારા (૨)
ટીમેટા રોપાણ રોપે હેરે આપે રે બાયારા (૨)
જહડે ટામેટો છોંડે કતોહો તેરા છેદડી આપેરા બાયારા(૨)
કહળી રોપાણ રોપે હેરે આપે રે બાયારા (૨)
મીરીચા રોપાણ રોપે હેરે આપે રે બાયારા (૨)
જહડે મીરચે તીકોને કંતોડો સુમન તીખો આપે રે બેનાવા (૨)
કહળી રોપાણ રોપે હેરે આપે રે બાયારા (૨)

ભાવાર્થ : ડાંગરની રોપણીના સમયે બહેનો ડાંગર રોપવાની સાથે આવા પ્રકારના ગીતો ગાય છે.

**સગાઈનું ગીત**

પાલ તૂટે તે તૂટે વેવાઈ સગાઈ નઈ તુટેરા (૨)
પગ ચાલે એનુરા વેવાઈ તા માથે એનોરા (૨)
સંગે પાળી બઠલો વેવાઈ તા માથે એનોરા (૨)

પાલ તુટે તે તૂટે વેવાઈ હગાઈ નઈ તુટે  રા (૨)
પાગ  ચાલે  એની વેવાણ તામાથે એનોરા (૨)
સંગેપાળા બઠી વેવાણ તા માથે એનોરા (૨)
પાલ તુટે તે તુટે વેવાઈ હગાઈ નઈ તુટેરા (૨)

ભાવાર્થઃ છોકરા પક્ષ તરફથી છોકરીના ઘરે સગાઈ નક્કી કરવા આવે તે સમયે છોકરી પક્ષની બહેનો આવા પ્રકારના ગીતો ગાય છે.

**લગ્નમાં દહેજનું ગીત**

જયા  હેકી પૈહાથુવી દેલ સે સેલ જમીલે (૨)
જયા પૈહા વાલા હતા એ સેલ જમીલે (૨)
જયા પોહીના વાલી હતી એ સેલ જમીલે (૨)
જયા પોહીના વિચારીને રડી લે સેલ જમીલે(૨)
જયા હેકી પૈહા થુવી દેલ સે એ સેલ જમીલે (૨)

ભાવાર્થ : લગ્નમાં જ્યારે દહેજ ચૂકવણી કરવા માટે બંન્ને પક્ષ ભેગા બેસે છે તે સમયે વરને અને તેના પિતાને સંબોધીને બહેનો આવા પ્રકારના ગીતો ગાય છે.

**લગ્નમાં (હળદરનું)ગીત**

હેલી હેલી હલદી લાગે હમી ભાયા (૨)
ચુનામાનો રખોડો લાગે રસડી જાડીને (૨)
હેલી હેલી હળદી લાગે હમી ભાયા (૨)
ઘોડા હા લીંડા લાગે રસડી જાડી (૨)
હેલી હેલી હલદી લાગે હમી ભાયા (૨)

ભાવાર્થ : વર પક્ષના ભાઈઓ કન્યા પક્ષે હળદર આપવા આવે ત્યારે હળદર લગાડતી વખતે આવા ગીત ગાવામાં આવે છે.

**લગ્ન ગીત**

વડોપણાં માંય દપેલા બેના (૨)
બેટરી લઈને હોદાવા જાવુંહા ભાયા (૨)
આંમલી પાને માં દપેલા બેના (૨)
ફણસ લઈને હોદાવા જાવુંહા ભાયા (૨)
ખેખરા પાનામાં દપેલા બેના (૨)
ઝુંડો લઈને હોદાવા જાવુંહા ભાયા (૨)

હગા જાયડે દપેલા બેના (૨)
દિવો લઈને હોદાવા જાવુંહા રા ભાયા
બાવલા ઝાયડે મે દપેલા બેના (૨)
લાઈટ લઈને હોદા જાવુંહા રા ભાયા (૨)
વડોપણાં માંય દપેલા બેના (૨)

ભાવાર્થ : જાન કન્યાના ઘરે આવે તે સમયે બન્ને પક્ષને ભેગા થાય ત્યારે કન્યાપક્ષની બહેનો વરને ભાંડવવા માટે આ ગીત ગાય છે.

**માંડવાનું**

બારે બે બાર બેલી હી માંડવો રાભાયા (૨)
માંડવો પાડીને વરોળ કાંદોરા ભાયા (૨)
બારે હે બાર તોરાન હી માંડવો રાભાયા (૨)
તોરણ બાંધીને વરોળા કોંદો રાભાયા(૨)
માંડવો પાડીને દોબીડો લેનેરા રાભાયા (૨)
બારે હે બાર બેલી હી માંડવો રા ભાયા(૨)
તોરણ બાંધીને પૂંજે માડીરા ભાયા(૨)

બારે હે બાર બેલી હી માંડાવો રા ભાયા (૨)
તોરણ બાંધીને હળદર ચોલીયો રા ભાયા (૨)
બારે હે બાર બેલીહી માંડવો રાભાયા(૨)

ભાવાર્થ : લગ્નમાં માંડવાની વિધિના પ્રસંગે આ ગીત ગાવામાં આવે છે.

ગાવે ગાવે ફેરી ફીરીને ગડતમાં આ પડીયો મનોજરા (૨)
આગલે લાઈને પાન ખાધેલો આજે ખીલાવે મનોજરા (૨)
નઈયે નઈએ ફીરી ફીરીને ગડતમાં આ પડીયો મનોજરા (૨)
આગલે થેઈલે પાન ખાધેલા આજે ખીલાવે મનોજરા (૨)

ભાવાર્થઃ વર કે કન્યાના બનેવી જ્યારે લગ્નમાં આવે છે ત્યારે તેને ભાંડવવામાં આવા પ્રકારના ગીતો ગાવવામાં આવે છે.

**લગ્ન ગીત ( પીઠી ચોળતી વખતે)**

કેડા ભરોસે હળદ બગવો કેડા
ભરોષે બેના...(૨)
આબહા ભરોસે હળદ લાગવો

આયહે ભરોસે બેના.......
આયહે ભરોસે હળદ લાગવો
અયહે ભરોસે બેના........(૨)
બાહા ભરોસે હળદ લાગવો બાહા
ભરોસે બેના......(૨)

પીળી-પીળી પીઠી ચોળે આમાબેનાને......
સળકે માનો રાખડો ચોળે સોરા બાધાને......
પીળી-પીળી હલદી ચોળે આમ બેનાને....
ચયદી હલદી ચોળે સોરા બાયાને.......

બેના ચીકતી હલદી બેના ચોળીલે જે.....(૨)
છોરા ચયટી હલદી -છોરા ચોલી લેજે....
છોરો માતેલો હાયવા બેના નાહા માનતો...(૨)

## લેખિત સાહિત્ય :

### વાર્તા : એક ડોસી

એક ડોસી વીધવા તીયે એકુજ દીકરો હો. દીકરાહા એક વવજાહી રોજે દીકરોહો જંગલામાં વાંહ વાળવાં નાહી જાય. ડોહની અંદલી દેખાય નાય તીયે વવનીહી તીયે રોજે જ. બાદીને રાંધીન બાખીરા આહીન રાંધીન ખવળાવે. રોજે રોજે બાદલે ખાય ખાય ન આંદીલે ડોહને ગલ હુજી ગય તેવા મ તીયે દીકરોહો જંગલ માંહરે આવી ગયો બાદના હા માવરને બાખે ડોહને દીકરાહાન દેખાયળ રોજે વવની ઈંજ માન રાંધી દે હે. ખાય ખાયને ગલ ખોદાઈ ગયહ. કતરીક ખાય આંય, ડોહને એ ગોઠ જાણી ન દીકરેહે તીયે વવનેહે ન મા, બાપ ને ઘર જોતી કરી દીધી.

### બાળ વાર્તા

એક રામપુર નામનું ગામ હતું. ત્યાં રવિ નામનો એક યુવાન રહેતો હતો. તે દેખાવે પણ ખુબ આળસુ હતો. નાનું કામ આવે તો પણ તે બીજાની મદદ લેતો હતો.

એક દિવસે બપોરે તે બોરડી નીચે ઊંઘતો હતો. ત્યારે પવન આવ્યો અને તેના પર બોરડી પડી. બોરડી પડીને ઊછડી ગઈ તે નજીકમાં પડી તેને બોરડી તરફ ધ્યાન દોર્યું પણ ત્યાં આજુબાજુમાં કોઈ હતું નહીં એટલે તે ગરમ થયો અને ઊંઘી ગયો.

રવિ જાગ્યો તેજ વેળાએ ત્યાંથી એક સાધુ પસાર થઈ રહ્યાં હતા. રવિએ તેને બોલાવ્યો અને કહ્યું 'ભાઈ જરા આ બોરડી મોંમાં મુકતો જાને', સાધુ સમજી ગયા કે આ યુવાન ખૂબ આળસુ છે એટલે તેમણે પેલા યુવાનની કસોટી લેવાનું નક્કી કર્યુ. સાધુએ પહેલાં બોરડી યુવાનના મોંમાં મૂકી અને મનમાં વિચારતો ચાલ્યો ગયો. બીજે દિવસે જ્યારે રવિ મળે છે, ત્યારે સાધુ કહે છે. 'ભાઈ તારું કોઈ કામ છે કે નહીં.' ત્યારે પેલો યુવક કહે તમને દેખાય છે કે નહીં હું ઊભો રહીને કામ જ તો કરું છું. ત્યારે સાધુ બોલ્યા તું આળસ રાખશે તો ક્યારેય આગળ નહીં વધે. તું એક કામ કર તને જે કરવાનું મન થાય તે કર.

સાધુની વાત સાંભળીને રવિને યાદ આવ્યું કે હું રહું છું. તેની નજીકમાં એક કુંભાર રહે છે. તેણે વિચાર્યું પછી કહ્યું 'હું એક જ કામ કરીશ મારા ઘર નજીક રહેતાં કુંભારની જે ટાલ છે તે રોજ જોઈશ.'

સાધુએ કહ્યું 'ભલે આટલું તો કરજે. પછી સાધુ ચાલતા થયા.'

રવિ રોજ કુંભારની ટાલ જોતો. એક દિવસ કુંભાર સવારે વહેલો ઊઠીને નદીએ માટી લેવા ગયો. રવિ ઊઠયો ત્યારે તે ન દેખાયો તેના ગધેડા પણ ત્યાં ન હતાં. એટલે રવિ સીધો નદી કિનારે ઉપડયો. તે પથ્થર પાછળથી જોતો હતો પણ કુંભારની ટાલ દેખાતી ન હતી.

કુંભાર માટી ખોદતો હતો તેવામાં એક ધન ભરેલો ઘડો નીકળ્યો. કુંભાર ઊભો થઈ આજુ બાજુ જોવા લાગ્યો. તે ઊઠયો એટલે રવિ કહેવા લાગ્યો. 'બેસી જા, બેસી જા' જોઈ લીધી.

કુંભાર ઘરે આવ્યો ત્યારે ચિંતાતુર હતો. તે રાત્રે રવિને ઘરે ગયો અને રવિને કહેવા લાગ્યો 'તેં જે નીકળેલું ધન જોઈ લીધું એ કોઈને કહેતો નહીં' હું તને તેમાંથી અડધો ભાગ આપીશ.

પછીથી કુંભારે રવિને અડધુ ધન આપ્યું અને પોતાના ઘરે જતો રહ્યો. પછી રવિને ખબર પડી કે મહેનતનું ફળ મીઠું હોય છે.

ત્યાર બાદ રવિએ મોટું મકાન બનાવ્યું. લગ્ન કર્યા, કેટલાક ખેતરો લીધાં અને સુખીથી જીવન ગાળવા લાગ્યો.

**સાચી દોસ્તી**

એક મોટુ ગામ હતું. તે ગામનું નામ સેજલપુર હતું. તે ગામમાં ત્રણ મિત્રો રહેતા હતા. એકનું નામ રમેશ,બીજાનું નામ મુકેશ ત્રીજાનું નામ કનુ હતું. આ ત્રણેની ઉંમર સરખી જ હતી. તેઓ સાથે નિશાળે જતા રજાના દિવસે સાથે ફરવા જતા હતા. નિશાળમાં સાથે ફરતા, સાથે જ રહેતા અને એક જ કલાસમાં ભણતા હતા. એક જ પાટલી પર બેસતા હતા.

મહેશ, રમેશ અને કનુ વિચારે છે કે જયારે રજા આવે તે દિવસે આપણે જંગલમાં ફરવા જઈશું. પરંતુ તે જંગલ તેમના ગામથી પાંચેક કિલોમીટર દૂર હતું. તેઓ રજાના દિવસે જંગલમાં ફરવા જાય છે. ત્રણે મિત્રો જંગલમાં પહોંચી ગયા અને ત્રણ-ચાર કિલોમીટર જંગલમાં ચાલી ગયા ત્યાં દૂરથી એક વાઘને આવતા જોયો મહેશ, કનુ અને રમેશ વાઘને આવતો દેખીને ગભરાય જાય છે. તેમને એ નથી ખબર કે હવે અમારે કયાં જવું. વાઘ ઝડપથી ત્રણે મિત્રો સામે આવી રહ્યો હતો. તેઓ ભાગીને કયાં જવું તે પણ વિચારી શકતા નથી.

વાઘ દોડીને આવી જાય છે. પરંતુ તેમાં રમેશ અને મહેશને ઝાડ પર ચડતા આવડતું હતું તેથી તેઓ ઝાડ પર ચઢી જાય છે. કનુને એકદમ વિચાર આવ્યો કે મૃત્યુ પામેલ માણસને જંગલી પ્રાણી ખાતું કે મારતું નથી. વાઘ કનુ પાસે આવે છે. કનુ જમીન પર મૃત્યુ પામ્યો હોય તેમ પડી જાય છે. શ્વાસ કે હલનચલન થવાનું પણ બંધ કરી દે છે, અને તે બે ભાન થઈ જાય છે. વાઘ કનુ પાસે આવે છે અને તેને મરી ગયેલો સમજે છે. અને ત્યાંથી ચાલ્યો જાય છે. રમેશ અને મહેશ ઝાડ પર ચડીને જોતા હતા કે વાઘ કનુને શું કરે છે. પરંતુ વાઘ કનુને જમીન પર પડેલો જોઈને તેણી ગોળ ફરીને જતો રહ્યો.

વાઘ જયારે જતો રહે છે ત્યારે મહેશ અને રમેશ ઝાડ પરથી નીચે ઉતરે છે. ત્યારે બન્ને મિત્રો કનુને જમીન પરથી ઊભો કરે છે. બન્ને મિત્રો કનુને પૂછે છે કે દોસ્ત વાઘ તારી આજુ-બાજુ ફર્યો અને અને તારા કાનમાં કશુંક કહેતો હોય તેવુ મને લાગ્યું. તો વાઘ તને શું કહ્યું?

કનુએ રમેશ અને મહેશને તરત જ જવાબ આપ્યો કે વાઘ મારી આજુબાજુ ફર્યો પછી મને કાનમાં એવો અવાજ નાખ્યો કે તારા મિત્રો ઝાડ પર ચડી ગયા અને તને એકલો નીચે મુકીને ચાલ્યા ગયા. જયારે વિપત્તિ પડે ત્યારે આપણો મિત્ર કે દોસ્ત આપણો સાથ છોડીને ભાગી જાય તેવા દોસ્તથી સાવચેત રહવું જોઈએ.

મહેશ અને રમેશ બંને મિત્રોને કનુ કટાક્ષમાં કહે છે તે સમજી જાય છે. તો કનુ સામે કંઈજ બોલી શકતા નથી કારણ કે તેઓ પોતાનો જીવ લઈને ઝાડ પર ચડી જાય છે અને કનુ નીચે રહી જાય છે તે શરમ તેમણે નડે છે. ત્રણે મિત્રો જંગલમાંથી ઘરે જાય છે. જે મિત્ર કે દોસ્ત આપણને મુશ્કેલીમાં સાથ ન આપે અને સાથ છોડી દેનારે કયારેય આપણો સાચો દોસ્ત ન ગણવો જોઈએ.

**માહિતી દાતા :**

૧. કોટવાળિયા સુમનભાઈ નાહીયાભાઈ, મુ. ગડત તા. વ્યારા જિ. તાપી, ઉંમર- ૪૫
૨. કોટવાળિયા રમીલાબેન સુમનભાઈ, મુ. ગડત તા. વ્યારા જિ. તાપી, ઉંમર-૪૨
૩. કોટવાળિયા કાન્તીબેન હિરાભાઈ (દાયણ), મુ. ગડત તા. વ્યારા. જિ. તાપી,
૪. કોટવાળિયા જિંગાભાઈ ફુલજીભાઈ, મુ. અંબાચ
૫. કોટવાળિયા આનંદભાઈ જિંગાભાઈ, મુ. અંબાચ, તા. વ્યારા. જિ. તાપી, ઉંમર : ૧૫

માહિતી લેનાર
ભાવસિંગ રાઠવા
આદિવાસી અકાદમી તેજગઢ